પરમપુજ્ય ભક્ત રામજી મહારાજનું ટુંક

# જીવન ચરિત્ર

સ્ટેશન સામે, રામજી મંદિર-કલોલ (ગુજરાત)

લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર:

**સંત ગોવિંદરામ**

બ્રહ્મવિલાસ, આત્મદર્શન, ગોવિંદ ચેતામણી, ગોવિંદ વાણીવિલાસ,
વિગેરે પુસ્તકોના રચનાર.

રામમંદિરનિવાસી, કલોલ (ગુજરાત).

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઇ મંગળદાસે
છાપ્યું. પાંચકુવા, ચાર રસ્તા-અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૫૦.

સંવત ૧૯૮૭. સન ૧૯૩૧.

પરમપુજ્ય ભક્ત રામજી મહારાજનું ટુંક

# જીવન ચરિત્ર.

સ્ટેશન સામે, રામજી મંદિર-કલોલ (ગુજરાત).

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનારઃ

## સંત ગોવિંદરામ

બ્રહ્મવિલાસ, આત્મદર્શન, ગોવિંદ ચિંતામણી, ગોવિંદ વાણીવિલાસ,
વિગેરે પુસ્તકોના રચનાર.

રામમંદિરનિવાસી, કલોલ (ગુજરાત).

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે
છાપ્યું. ઠે. પાંચકુવા, ચાર રસ્તા-અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૫૦.

સંવત ૧૯૮૭. સન ૧૯૩૧.

## સાખી.

મેં મારી ફોડી છે, તું તારી હવે ફોડ;
ગોવિંદ ભવજાળો મટે, સર્વે ઝઘડા છોડ.

અલ્લા કે રહેમાન કહો, કૃષ્ણ કહો કે કાન;
ગોવિંદ એક જાણ્યા વિના, ન થાય પ્રેમ પિછાન.

કહેવાનું સર્વે કહ્યું, હવે કહેવાનું કંઈ નાંય;
ગોવિંદ પ્રેમનગરમાં, રહો શાન્તિમાં ત્યાંય.

શાસ્ત્ર જોઈ થાકી ગયો, ન્યારી પ્રેમનગરની વાટ;
ગોવિંદ સુરતા શબ્દે મળે, મળે અગમ અઘાટ.

શ્રી ગણેશાય નમઃ

## પરમપુજ્ય મહાત્મા રામજી મહારાજનું ટુંક

# જીવનચરિત્ર.

---

ગુજરાતના કલોલ શહેરમાં મહારાજશ્રીનો જન્મ સંવત ૧૯૨૮ ના માગશર સુદ ૭ ને વાર બુધના રોજ થયો હતો. જાદવવંશના વણકર ન્યાતીમાં તેમના પીતાજી નાનજી તથા માતાજી દેવબાઇની અમર કુખેથી પુષ્ય નક્ષત્રમાં જન્મ ધારણ કર્યો હતો.

ગેબીનાથના મંદિરના મહંત અકલસ્વામી પાસેથી દીક્ષા ઉપદેશ લઇ તેમની પાસેથી તત્વયોગાભ્યાસનો લાભ મેળવ્યો. જગત મોહના વિકારો સામે રામભક્તિના મોરચા માંડી હૃદયની તમામ વાસનાઓને ભૂસમભુત કરી જળમાં વસવા છતાં જેમ કમળપત્ર પાણીથી અલગ રહે છે, એમ તેમણે સંસારના ચોગાનમાં વસી જગતની તમામ લાલસાએને દુર ફગાવી ભક્તિની મીઠી પ્રેમ વાસનાનું સેવન કરવા માંડયું. તેઓ હંમેશાં શીતળ શાન્ત અને ગંભીરપણે સદા આનંદમાંજ રહે છે. તેઓશ્રી કહે છે કે ચંદનનો ધર્મ બળીને પણ સુવાસ ફેલાવવાનો છે. વળી રામ રચિત ચંદ્ર, સુર્ય, પવન, પાણી, પૃથ્વી, આકાશ અને અગ્ની વિગેરે કેટલુ સહી જન સમાજની વિના મુલે સેવા કરી રહ્યા છે.

જનસમાજની કસોટી એ આફત નથી પણ ધર્મ છે. અને ધર્મ કાજે આ જીવન છે. પછી નિંદા અને સ્તુતિનો મલીન સ્પર્શ આ દેવી આત્માને કેમ થઇ શકે. એમની દિવ્ય ઉપદેશની મધુર વાણી સંસારના બળ્યા જળ્યા અનેક માયીક જીવોને એમના સત્ય જ્ઞાનની મીઠી છાયામાં આનંદ, આરામ અને શાંતી મળે છે. એમની ભક્તિનો અલૌકિક પ્રભાવ આખા ગુજરાત કાઠીઆવાડ અને મારવાડ વિગેરે શહેરોમાં પડયો. એમની અમૃતતુલ્ય વાણીનું

શ્રવણ કરવા તથા દર્શને તથા બાધા આખડીઓ છોડાવવા અવાર નવાર ઘણા હરીજનો આવે છે. અને તેમના જ્ઞાન તથા અનુભવનો લાભ સમાજને મળે છે. એમનું રામમંદિર સંત સમાગમનું મુખ્ય સ્થળ હોઈ ત્યાં હમેશાં ભજન કિર્તન અને પ્રભુ ભક્તિના જયનાદો થાય છે અને ઘણા ઉંચ કોમના પુરૂષો આવી હરીભજન તથા સત્સંગનો લાભ લે છે. તેમને હોકા બીડીનું કોઇ જાતનું વ્યસન નથી. દિવસમાં એકજ વાર તેઓ જમે છે. ખપ પુરતુજ બોલનારા અને સદા આનંદ મસ્તમાં રમી રહેલા, ભજનાનંદની પ્રેમ લહેરીની ખુમારીઓથી ભરપુર જોવામાં આવે છે. રામજી મહારાજે પોતાના જીવનનો બધો વખત પ્રભુ શ્રીરામની ભક્તિમાં અને પરમાર્થ કરી લોકોને ઉપદેશદ્વારા સત્ય માર્ગે દોરવામાં વીતાવ્યો છે.

એમના દેહની રગેરગમાં રામભક્તિની મીઠી ધુન છે. રાત દિવસ એમને શ્રીરામનીજ યાદ આવ્યા કરે છે. બેસતાં ઉઠતાં હરેક પળે ને હરેક વખતે શ્રીરામનોજ જાપ જપ્યા કરે છે. એમની ભક્તિ ભીની આંખો સૌનું હ્રદય ઠારી સંસારના ત્રિવિધ તાપો ભુલાવી શાન્તીનું સિંચન કરાવે છે. હાલના સમયના જગતના ઇતિહાસમાં આવા વીરલા મહાત્મા ભાગ્યેજ જડશે. દર વરસે ભાદરવા વદી ૧૧ મોટો મેળો ભરાય છે. એ વખતે ઘણા દુરના માણસો આવી સંત સમાગમનો લાભ ગુજરાતની ઘણી ખરી ભક્ત હરીજન મંડળીઓ લે છે અને મેળા વખતે તથા હરહમેશાં જે :આવે તેને અતિથી સત્કાર કરી ભોજનની સેવા થાય છે. એમનો તીર્થો પ્રત્યે ઘણો પ્રેમ હોવાથી એવી કોઇ ભાગ્યેજ જાત્રા હશે કે જ્યાં રામજી મહારાજનો પુનિત પગ ન પડ્યો હોય. કેટલાકને વૃદ્ધ અવસ્થામાં સંતતીના લાભ થયા છે. અને ભુત પ્રેત વળગાડ વગેરે ટેક લેવાથી નાશ પામે છે. ઘણા દુઃખી હાલતના માણસોનાં આર્થીક દુઃખ નાશ પામ્યાના ઘણા દાખલા જાણ્યા છે. સંવત ૧૯૮૪ ના ભાદ-

રવાના અગીઆરશના મેળાની રાત્રે સંત હરીજનોના હૈયાં ભક્તિ રસમાં તરબોળ થઇ રહ્યાં હતાં ત્યાં તો આકાશ મંડપમાંથી કેસરનાં છાંટણાં દેવલોકોએ શરૂ કર્યા. આગે બી ચમત્કારથી સૌ રામના ઐાલૌકિક કળાના ગુણ ગાવા લાગ્યા અને તેજ સાલમાં રણુજે પધારેલા તે વખતે માનસરોવરમાં આ પાળથી સામી પાળ સુધી હજારો માણસોને દેખતાં પાણી ઉપર લુગડાં પલાળ્યા સિવાય બહાર નીકળ્યા હતા. તેજ અરસામાં સોમા નામનો બાળક ૧૦ વરસની ઉમરનો એજ સરોવરમાં ડુબી જઇ મૃત્યુ વશ થયેલો, તેને માથે હાથ ફેરવી તરતજ ચેતન કર્યો. પાળ ઉપર પહેરણના ગજવામાંથી રૂપીયાનું ભરેલું પાકીટ કોઇએ સવારમાં કાઢી લીધેલું તે બપોર પછી ગજવામાં જુએ છે તો તમામ રૂપીયા સુધાં પાકીટ ગજવામાં જોવામાં આવ્યું. આવા આવા અનેક દાખલાઓ તેઓશ્રીના જનસમાજની જાણમાં છે. છતાં તેઓ શ્રીની આજ્ઞા નહિ છતાં આ ચાર જન-હિતાર્થે લખ્યા છે. તેઓશ્રી સમભાવ અને સમ દ્રષ્ટીવાળા હોઇ ક્રોધથી રહિત અને સર્વ જીવોનું ભલુ ચાહનારા પ્રેમાનંદી છે.

મહારાજશ્રીનાં ભંડારી હરખુબાઇ પણ ઘર આગળ જે સંત સાધુ બ્રાહ્મણ અતીથી વિગેરે જે આવે તેને ખાંડ ઘી ચોખાના ભોજનથી સત્કાર કરે છે. તેઓ પણ સદા આનંદીઅને સર્વ પ્રત્યે પ્રેમ અને આધીનતાના ભાવથી ચાલનારાં એક મહાદેવી રૂપ છે. સંવત ૧૯૮૩માં ગોવિંદરામને ભેખની દીક્ષા આપી પોતાના મુખ્ય સેવક તરીકે જાહેર કરેલો છે અને તેઓ પોતાના જ્ઞાન તથા અનુભવનો લાભ સમાજને બહાર ગામ તથા મંદિરમાં આવતા હરિજનોને મળે છે.

ૐ શાન્તીઃ શાન્તીઃ શાન્તીઃ

સંવત ૧૯૮૪ આશો શુદ ૧૫ માણેકહારી. } લી. સંત ગોવિંદરામ.

## દોહરો.

દેવભુમી ગુજરાતની, મહરૂષિઓનો દેશ;
એ કલોલ શહેરમાં, ભારે ભક્તિ લેશ. ૧

રૂડું ને રળીયામણું, મંદિર ગેબીનાથ;
હાલ સ્વામી ભવાન છે, ધર્મ મુર્તિ હાથ. ૨

જીવનમુક્ત થઇ ગયા, અકલ સ્વામી આગળ;
ભગવાન સ્વામી ભલા હતા, જ્ઞાન ધ્યાનનું બળ. ૩

અનુભવીને જ્ઞાની છે, શોભે શાન્ત સરૂપ;
સંત રામાના ધામમાં, નિત્ય આનંદ અનુપ. ૪

ભક્તિ કરે છે ભાવથી, હરી સત સંગ થાય,
ભાદરવે મેળો ભલો, નરનારી સૌ ગાય. ૫

સંત સાધુ હરીજનનાં, અખંડ કિરતન થાય;
ઉપાધીનો અંશ નહિ, આનંદ મંગળ સદાય. ૬

ધુપ દિવોને આરતી, થાય સાંજ સવાર;
રામજી મહારાજની, બોલો જયજયકાર. ૭

સતસંગે સુખ ઉપજે, ભાસે બ્રહ્માકાર;
હરીભજન કરવા થકી થાય જય જયકાર. ૮

સદા સંભારે રામને, હેતે હરી ગુણુ ગાય;
પામે ચાર પદારથો, આનંદ હેલી થાય. ૯

તાપ પાપ તુરત ટળે, રામનામ આધાર;
સર્વે હરીગુરૂસંતની, બોલો જય જયકાર. ૧૦

સતસંગમાં સંભારજો, હરીજનો સૌધામ;
રામગુરૂ પ્રતાપથી, સહુને સીતારામ. ૧૧

ઓગણી ચોરાશી, વસંત પંચમી મધુમાસ;
કહે ગોવિંદ ગુરૂ પ્રતાપે, ગેબી ગુણ વિલાસ. ૧૧

## શ્રી ગણપતિ મંગળાચરણ.

### દોહરો.

પ્રથમ નમુ ગણપતિ, જે દયા ભંડાર,
રિદ્ધી સીદ્ધીના નાથજી, વંદુ વારંવાર.

હૃદય કમળે રહેજો સદા, આપો બુદ્ધિ વિશાળ,
હેતે ગુણ ગાવા હરી, લો સેવક સંભાળ.

દાસ પર દયા કરો, ચરણ કમળનો બાળ;
કરજોડી ગોવિંદ કહે, છો ભક્ત પ્રતિપાળ.

### ભજન.

ગામ કલોલમાં ધામ રચાયો, છે પ્રતાપ તમારો;
જગ્યા ગેબીની સંતરામજી, પ્રગટ પરચોભાળ્યો— ગામ કલોલમાં.
રામા રૂપે નામ ગુરૂનું, ખેલ રમે ચોધારો;
સરવેનાતો એક પીઆલે, કોમમાં કર્યો ઉજીયારો— ગામ કલોલમાં.
અંતર સુઝે તત્વને બુઝે, આંખે થાય અજવાળો;
બહાર દૃષ્ટા અળગી કરો, ત્યારે નુર નિરંજન ભાળો— ગામ કલોલમાં.
કહે ગોવિંદ ગુરૂભજને, નુર નેનુમા પાયો,
મહેર કરી જ્યારે ગુરૂદેવે, હેતે હરીગુણ ગાયો— ગામ કલોલમાં.

## ભજન.

શોભાવ્યું કલોલ જ્યાં દિપે છે મહારાજરામ;
સતધરમમાં પુરા પ્રેમી છે પરમારથમાં હામ.
સ્વામી શોભાવ્યું કલોલ ધામ.
અનખેતર અખંડ ત્યારે સાધુ પામે વિશ્રામ;
કલોલ ગામમાં ડંકા વાગે, અવાજ પહોંચ્યા ચારે ધામ—સ્વામી.
પંખીઓમાં હંસ શોભે, સરોવર શોભે માન;
વૃક્ષમાં એ ચંદન શોભે એમ સંતોમાં શોભે રામ—સ્વામી.
ગુજરાતમાં એ પ્રસિદ્ધ કલોલ ગામ;
સંત ગોવિંદ બોલીયા, જ્યાં સકળ તીરથ ધામ—સ્વામી શોભાવ્યું.

## ગરબી.

ચાલો જઇએ કલોલ સંતરામ છેરે,
જ્યાં હરી ભજ્યાનો મોટો ધામ છે રે— ચાલો જઇએ.
સદા ભજન કિર્તન થાય છે રે,
અખંડ હરી ગુણ ગવાય છે રે— ચાલો જઇએ.
ભાદરવે ભરપુર મેળો થાય છે રે,
ગોવિંદ મેદની હરી ગુણ ગાય છે રે— ચાલો જઇએ.

## ભજન.

કરો તમે કાંઇ ભલાઇ, અંતે સૌ વાત જુઠી;
સ્વારથ પુરતી પોક મુકને, કારજ કરવાનું દુઃખ.
ખાધુ પીધું સૌ કો ભુલે, ઘરની નારી બીજે ડુલે— કરો તમે.
માંદો પડે ત્યારે સગાં તેડાવે, આવે ભાઈ ભોજાઇ;
ખાવા પીવાનું પુછતાં નથી, ભીતર દુઃખો થાય— કરો તમે.

હમે તારો રામ ભજજે, હોય એની વાત કરજે;
ક્રિયા સ્નાન કરાવી કરી, સમશાન ભુમી લઈ જાય.
નારી કહે ન રહ્યો આરો, મનમાં જંપે કોઇ સારો—કરો તમે.
ચેતી કરી તમે ચાલજો, નથી સંસારમાં સાર;
હેતે હવે હરી ભજો, મટે તાપ અંગાર.
રાજા રાણા ગયા ઉઠી, ગોવિંદ જવું ખાલી મુઠી—કરો તમે.

## ભજન.

( જય કલોલ નમો દુઃખ દેહીનાં મટે—એ રાગ. )

કલોલ રામજી મહારાજ, અવતારી સંત થયા;
જેનાં ગીતો જગતમાં ગવાઇ રહ્યાં, અવતારી સંત થયા.

ધન્ય ધન્ય ભક્તિ એમની, અખંડ રહે આનંદ;
મોહ મમતા ત્યાગી કરી, ફગાવ્યા ભવ ફંદ.
પ્રભુ ભજનમાં મસ્ત રહ્યા, અવતારી સંત થયા.

જીવોનું પોષણ કરે, ભજન કરે ભરપુર;
આઠે પોર અમલ રહે, અખંડ રહે ચકચુર.
ભક્તિ ધુન મચાવી રહ્યા, અવતારી સંત થયા.

ભક્તિ કરે છે ભાવથી, વાહાલો કર્યો નથી દામ;
વણકર નાત ઉજવળ કરી, પાવન કર્યું કલોલ ગામ.
કહે ગોવિંદ ભક્તિ જગાવી રહ્યા, અવતારી સંત થયા.

## ભજન.

( તારૂણી તુજથી નથી જુદાઈ—એ રાગ. )

હરી વિના જો કોઇ છે તારૂ, શેનું કરો છો મારૂ મારૂ;
સ્ત્રી પુત્ર ભાઇ ભત્રિજા, સગાં વાહાલા સૌ અહિંરે નારૂ—હરિ વિના.

ભાઇબંધ મિત્રો કુટુંબકબિલો, ફોલી ફોલીને સૌરે ખાનારૂ;
ઓચિંતું જમનું આવશે આણું, ત્યારે બધું છે મુજનારૂ—હરિ વિના.
વખત વિત્યા પછી હાથ ધસ્યાનું, અંતે આ પિંડ છે પડનારૂ;
તેથી તમે કાંઇ ભાથુ કરીને રાખો, અવિચળ નામ તમારૂ—હરી વિના.
હજીયે ચેતીને જો નહિ ચાલો તો, છેવટ દુઃખી થવાનું તેં ધાર્યું;
કહે ગોવિંદ ભજો હરીને, તેથી બધુ તારૂ કામ થનારૂ—હરી વિના.

રોમ રોમ પ્રેમ રમી રહે, આનંદ ઉર ન માય;
ગોવિંદ એ પ્રેમ ખુમારીમાં, વચન સિદ્ધી થાય.
સાચા સત ગુરૂ જો મળે, દરશાવે દેદાર;
પોકારી ગોવિંદ કહે, સોહં અક્ષરની પાર.
હોય બળ નિર્બળ દહે, એ સિદ્ધાનો સિદ્ધ;
ગોવિંદ એ સંત ચર્ણમાં રમે, સિદ્ધિઓ નવનિધ.

## સાખીઓ.

પરમ જ્ઞાન ગુણાદિ, સૌ આત્મમાં મોજુદ;
ગોવિંદ આવરણ ટળે, પ્રગટ થાય એ ખુદ.
મન કેરા મેલને મંજન, કરે જો કોઇ;
ગોવિંદ મન નિર્મળ થયે, આત્મ સિદ્ધી હોય.
મોહ દ્વેષના નાશથી, સામાનાં ઝેર જાય;
ગોવિંદ સર્પ વાઘને, શાન્ત દશા એ થાય.
સત્ય સમતા પ્રભાવ એ, આનંદ છવાઇ જાય;
ગોવિંદ આસપાસનું, વાતાવરણ શુદ્ધ થાય.
શોક દ્વેષ જેને નહિ, કરે નહિ કાંઈ આશ;
ગોવિંદ એ સંત ચરણમાં, સૌ તિરથનો વાસ.

પુજનથી હરખે નહિ, નિંદાથી નહિ શોક;
ગોવિંદ બેમાં સમ રહે, વિરલા સાધુ કોક.
જીતેન્દ્રિયને ક્રોધ જીત સુક્ષ્મ ભોજન કરનાર;
ગોવિંદ તાર તુટે નહિ, પામે સિદ્ધી અપાર.
ભોગ થકી હરખે નહિ, હાનીથી નહિ શોક;
તેજ જીતેન્દ્રિય જાણુવો, જેને ચૌદ લોક ઇચ્છા નહિ..
તારક મંત્ર શત શબ્દને, જો સાધે બહુ;
ગોવિંદ આદ નામ બ્રહ્મ જપે, મળે સિદ્ધીઓ સહુ.
પ્રણુવ સોહં શબ્દ એ, જીભ વિના જપાય;
ગોવિંદ ખરૂ નામ એ, એથી મુક્તી થાય.
અષ્ટાદિક સૌ સિદ્ધીઓ, વશ યોગીને થાય;
ગોવિંદ એ સર્વે તજી ભજને રહે સદાય.
સપન તુલ્ય ચૌદ લોક એ, જ્ઞાની સિદ્ધી ઇચ્છે નાંય;
ગોવિંદ માયિક જીવનું, મન રહે સિદ્ધી માંય.
સૌ ઘટ પિયુરમે, અણુ ખાલી નહિ કોઇ;
ગોવિંદ બલહાર દેદારને, જ્યાં પ્રગટ હોય.
મન જેણે વશ કર્યું, ઝેર દ્વેષ ન થાય;
ગોવિંદ બલહાર તેહને, એ સાચા સંત રાય.
સમભાવને શાન્તી, સદા રહે આનંદ;
ગોવિંદ રહે સંતોષમાં, એ તોડે ભવ ફંદ.
કલેશ કાંઇ થાય નહિં, તરી ગયો સંસાર;
ગોવિંદ દુગ્ધા ન મટે, હજી ઘણી છે વાર.
પશુને પારખ ઘાસની, ન હીરાની હોય;
ગોવિંદ હીરા પારખુ, વિરલા ઝવેરી કોઇ.

દાવા દુઃધા દુઃખમાં, જગત રહ્યું છે રોઇ;
ગોવિંદ શાન્તી સંતોષમાં, વિરલા રમે કોઇ.
આ મન માર્યા વિના, ન ઇંદ્રિયો વશ થાય;
ગોવિંદ એ તપ કરે, બધી બળતરા જાય.
હું મારામાં રમણતા, ન તજે પરનિંદાય;
ગોવિંદ વડાઇ ન દાખવે, એ સાધુ વિરલાય.
ક્યાં કરણી પુર્વની, ક્યાં કર્મ ગતીનો લેશ;
ગોવિંદ નિર્વાણ ભાવીની, મટે નહિ એ મેખ.
મન ગોડા જુદારમે, હરી ઇચ્છા ન હોય;
ગોવિંદ એવું બને, સપનામાં નહિ કોઇ.
દોડાદોડી ખાલી કરી, મરી જાય સૌ કોઇ;
ગોવિંદ ઝઘડા જુદાનો, પારક દિન હોય.
સુખમાં ભાગીદાર સો, દુઃખમાં કોઇ ન હોય;
ગોવિંદ ધમાલો જુઠની, મેળો છે દિન હોય.
સો દિન સુખમાં ગયા, એક દિન ઘણો કઠણ;
ગોવિંદ અંતે લાજ રહે નહિ, કર હરી રટણ.
સરપ કેરી દાઢમાં, ફક્ત ઝેરનો પાસ;
ગોવિંદ નેન વેણુમાં, માનવને છે વાસ.
આ મન મંજન કરે, બધી બળતરા જાય;
ગોવિંદ મેલ મનનો મટે, ઘટમાં દેદાર થાય.
પ્રેમ ખુમારી નામની, ભાસે નહિ સંસાર;
ગોવિંદ આઠે પોરમાં, ઉતરે નહિ લગાર.
આખા દિનમાં પળ ઘડી, મળે સંતનો સંગ;
ગોવિંદ પાતક સૌ ટળે, લાગે હરીનો રંગ.

 

ગુરૂગમની ગમ જડે, સૌ ઘટ જુએ એક;
ગોવિંદ એક જાણ્યા વિના, ફરવા ફેરા અનેક.

ભિતર ભભકા પ્રેમના, પિયુ ઉપર થાય;
ગોવિંદ પરચો નામનો, બીજો આપ્યો ન જાય.

સતગુરૂ અંજન કરે, નેન વેણુ પલટાય;
ગોવિંદ ગુરૂગમ એ, વાણીથી વરતાય.

સતગુરૂ અંજન કરે, પડોળ ઉતરી જાય;
ગોવિંદ કમાટો ઉઘડે, અગમ નીગમ થાય.

પ્રેમ અક્ષર પિયુનો, વિરલા વાંચે સાંઈ;
ગોવિંદ સત શબ્દ એ, લખ્યા વાણીમાં નાંઇ.

રણુંકારની શાન એ, શાસ્ત્ર ભિતરનાંય;
ગોવિદ દ્વાદશ આંગળે, લક્ષ લાગે જો ત્યાંય.

ધન કુટુંબ સગુ નહિ, ન પુત્ર નારી કે કોઇ;
ગોવિંદ પંથીનો સાથ આ, અંતે દિન આ દોઈ.

ધન કુટુંબ સગુ નહિ, સગુ નહિ સંસાર;
ગોવિંદ છેલ્લે રામ સગા, તેને જાવ બલહાર.

ઝાઝા દિન રહેવું નહિ, મોંઘો માનવ દેહ;
ગોવિંદ પસતાવું પડે, કર હરીથી સ્નેહ.

શરણાગતને તાહરો, સદા છે વિશ્રામ;
ભકતોનો વિશ્રામ તું, મહેર કરોને શ્યામ.

સતગુરૂએ આપીયો, સત શબ્દ ઉપદેશ;
ગોવિંદ કૃપા ઘણી કરી, મટયો ભવ કલેશ.

મન વાણી જીતીને, ભજન કરે જો કોઇ;
ગોવિંદ આ જગતમાં, ખરો સુખી તે હોય.

હરદમ હરી ભાવે ભજો, વાર કરો હવે નાંય;
ગોવિંદ ઘડી પળમાં, ખેલ બની જાય કાંઇ.
ઘર તજ્યું તો શું થયું, ન તજ્યો માયા સંગ;
ગોવિંદ સર્પ તજે કાંચળી, ઝેર તજે ન અંગ.
મોહ મમતા માર ને, ઇર્ષા ઝેરનો ત્યાગ;
ગોવિંદ મન જીતને, એ ખરો વિગતરાગ.
જીવન મરણની દોરાઓ, છે હરીના હાથ;
ગોવિંદ એ પ્રભુ છોડીને, તું જાય કોના સાથ.
સતસંગ હરી ભજનથી, મટી જાય અજ્ઞાન;
ગોવિંદ તાપો ટળે, મળે આત્મનું જ્ઞાન.
રામ રસ તો મુખ અડયો, અંતર ઉતર્યો નહિ;
ગોવિંદ હુંપદ ન મટે, ન કેફ રહે મનમાંહિ.
આ જગતમાં મારા જેવો, બીજો ભુંડો ન કોઇ;
ગોવિંદ ગુણ જો પરના, દોષ પોતાના હોય.
નાગણનું ઝેર ઉતરે, ત્રિયા ઉતરે નહિ;
ગોવિંદ વિષય ઝેર એ, સતગુરૂ મટાવે સોહિ.
કાચો પાયો દેહનો, મુક ફજેતા ફેલ;
ગોવિંદ પાવે પલકમાં, માથે ખોટો ખેલ.
નારાયણ હરી ભજનનું, નહિ વાર લગાય;
ગોવિંદ ઘડી પળવારમાં, દેહ રહે કે જાય.
ભજન વિલંબ ન કિજીએ, જયાં લગી ઘટમાં શ્વાસ;
ગોવિંદ ઓચિંતા જવું પડે, દમનો શો વિશ્વાસ.
આડંબર ગુરૂ થઇ, ન કાંઇ બોધ બતાવે;
ગોવિંદ ધન કાજ, જીવ ઝાઝા ભરમાવે.

સાચા સાધુ વિરલાઓ, હાલ ફરે લેનાર;
ગોવિંદ જગત જાણી લે, ન કાંઇ ભલીવાર.
ધનની ઇચ્છા ન કરે, પરમહંસ છે તેહ;
ગોવિંદ ધન માંગનાર, જરૂર ભીખારી એહ.
થોડા ધનમાં જીવ રહે, થવું પડે છે સાપ,
ગોવિંદ તેની શી વલે, જેને ધનનો તાપ.
ધન ધામ પડયાં રહે, ઓચિંતુ સૌ જાય;
ગોવિંદ ભજવા રહિ જાય તો, એ દુઃખ બહુ થાય.
કલેશ કાંઇ થાય નહિ, તરી ગયો સંસાર;
ગોવિંદ દુગ્ધા ન મટે, હજી ઘણી છે વાર.
જે ગુફામાં સિંહ વસે, જઇ શકે નહિ કોઇ;
ગોવિંદ ઝેર ક્રોધ ત્યાં, શાન્તી કદિ ન હોય.
માનવ દેહ વિના, બીજા દેહે ન ભજાય;
ગોવિંદ બીજા દેહમાં, મોંએ તાળુ દેવાય.
તાપે તપેલું દેડકું, જળથી શીતળ થાય;
ગોવિંદ સત સંગતથી, વેર વિરોધ સૌ જાય.
જમ્યા પછી થાળીની, કશી ગરજ ન રહે;
ગોવિંદ પ્રભુ ભજી રહ્યા પછી, ન દેહ સંદેહ.
જે અમૃતને પામીયો, છાશ ઇચ્છા ન થાય;
ગોવિંદ સાકર મળે, બીલાં કોઠાં ન ખાય.
અભયાગતને ઓળખી, તેનું કરો પુજન;
ગોવિંદ હું મારૂ નહિ, એ મોટું નિશાન.
શ્વાન ટુકડા કારણે, ઘર ઘર ધોકા ખાય;
ગોવિંદ ઘડી સુખ કારણે, ભવ ફેરા રહી જાય.

સરવ ઘટ હરી રમે, એમાં નહિ સંદેહ;
ગોવિંદ હરી રૂપ જાણીને, સૌમાં કરો સ્નેહ.
કોઇ જીવને દુભવું, એથી હરી દુભાય;
ગોવિંદ સન્માનથી, હરી રાજી થાય.
મૃગ વાસના રહ્યા થકી, ભરતે ધરી દેહ;
ગોવિંદ તેની શી ગતી, જેને ન હરીમાં સ્નેહ.
ધનની ઇચ્છા ન કરે, સાચા સાધુ સંત;
ગોવિંદ સાચા સંતને, સાચુ ધન અનંત.
એક શ્વાસને જગત ધન, એ બરાબર થાય;
ગોવિંદ અમુલ શ્વાસ એ, એળે ચાલ્યો જાય.
અમુલ આવા શ્વાસથી, જો મોક્ષ ન સધાય;
ગોવિંદ એકજ શ્વાસથી, હરી દર્શન થાય.
પરમ મંગળ પવિત્ર એ, નારાયણનુ નામ;
ગોવિંદ સદા સંભારતાં, પામે વૈકુંઠ ધામ.
ગંગા તો પાતક ધુવે, ચંદ્ર મટાડે તાપ;
ગોવિંદ સંત સાચા મળે, મટે ભવ સંતાપ.
સાચા સંતને ભેટતાં, મટે કલેશ ઉપાધ;
ગોવિંદ પમાડે શાન્તી, એ વિરલા હોય સાધ.
અડસઠ તિરથ જે કરે, રોજ ગંગામાં નહાય;
ગોવિંદ આત્મ ચિત્યા, વિના મન મેલ ન જાય.
સાચો સગો જીવનો, નહિ હરી વિના કોઇ;
ગોવિંદ પરીવારનો, મેળો છે દિન દોઇ.
જે જુઓ તે નાશ છે, દેહ ધર્યા સૌ જાય;
ગોવિંદ તરણાં ઝુંપડી, પલમાં જાય વેરાય.

ચાક ફરે કુંભારનો, એમ ફિરે સંસાર;
ગોવિંદ શાન્તિ સુખ, સંતને જેને રામ આધાર.
ગેબી તમાશા શુનમાં, વિરલા પામે પાર;
ગોવિંદ બીજા જાણે નહિ, ગુરૂ વિના એ વિચાર.
હીરા માણેક તેજના, અખંડ ઝળકે સોઇ;
ગોવિંદ કોઇ જુએ સંતજન બીજા ન જુએ કોઈ.
આશ કાંઇ ઇચ્છે નહિ, સદા હરીમાં ચિત્ત;
ગોવિંદ રહે આનંદમાં, એ સંતની રીત.
દુગ્ધા કાંઇ કરે નહિ, સદા ભજનમાં પ્રિત;
ગોવિંદ રહે સંતોષમાં, સાચા સંતની રિત.
સત્ત વચન વાણી વદે, ચાહે સૌનું હિત;
ગોવિંદ સમ ભાવ રહે, સાચા સંતની રીત.
અખંડ રહે આનંદમાં, ન કરે કાંઇ આશ;
ગોવિંદ તિર્થ આશા કરે, ક્યારે આવે દાસ.
ધનની ઇચ્છા ન કરે, ખરો ધનપતિ તેહ;
ગોવિંદ ધન માગનાર, જરૂર ભીખારી એહ.

## કુંડલીયા રેખતા.

### ૧

પરમ ગ્નાન સૌ સિદ્ધીઓ, આતમમાં મોજુદ;
અવિદ્યા આવરણ ટળે પ્રકટ થાય એ ખુદ.
દાવા દુગ્ધા દુખમાં, જગત રહ્યું છે રોઇ;
સદા શાન્તિ સંતોષમાં, વિરલા રમે કોઈ.
વિરલા રમે કોઇ, ન કરે કાંઇ આશ;
ગોવિંદ એ સંત ચરણમાં, સૌ તિર્થનો વાસ.

૨

આ મન માર્યા વિના, ન ઇંદ્રિયો વશ થાય;
એ તપ પ્રેમે કરે, બધી બળતરા જાય.
મન કેરા મેલને, મંજન કરે જો કોઇ;
આ મન નિર્મળ થયે, આત્મ સિદ્ધી હોય.
આત્મ સિદ્ધી હોય, મોહ દ્વેશ ન થાય;
ગોવિંદ બલહાર તેહને, એ સાચા સંતરાય.

૩

સરવ ઘટ હરી રમે, એમાં નહિ સંદેહ;
સરવ હરી રૂપ જાણીને, સૌમાં કરો સ્નેહ.
કોઈ જીવને દુભવું, એથી હરી દુભાય;
આવકાર સતકારથી, હરી રાજી થાય.
હરી રાજી થાય, કદિ નિંદા કરો ન કોઇ;
ગોવિંદ માન આપતાં, હરી સનમાન હોય.

૪

એક શ્વાસને જગત ધન, એ બરાબર થાય;
એવો અમુલ શ્વાસ એ, એળે ચાલ્યો જાય.
છેલ્લા એકજ શ્વાસમાં, થાય પ્રેમ પ્રકાશ;
થાય ઘણો અફસોસ એ, કરે વિષયમાં નાશ.
કરે વિષયમાં નાશ, જો મોક્ષ ન સધાય;
ગોવિંદ એકજ શ્વાસથી, હરી દર્શન થાય.

૫

રહે સદા આનંદમાં, એ સંતની રીત;
આશા અવર ઇચ્છે નહિ, સદા હરીમાં ચિત.
દુબ્ધા કાંઇ કરે નહિ, સદા ભજનમાં પ્રિત;
રહે શાન્તી સંતોષમાં; સાંચા સંતની રીત.
સાચા સંતની રીત, વદે સત વચન;
ગોવિંદ ક્રોધ વ્યાપે નહિ, વશ કર્યું છે મન.

૬

શોક ચિંતાને ભય તજી, એથી રહેવું રહિત;
મોહ વેર દ્વેષ તજી, સૌનું ચાહવું હિત.
શોક ચિંતાને ભય એ, બીજાને ન થાય;
એવું વર્તન ચાલવું, સંત એ કહેવાય.
સંત એ કહેવાય, સંત નિર્ભય હોય;
ગોવિંદ એ દોષો તજે, વિરલા સાધુ કોઇ.

૭

વાણી વર્તન નિર્મળા, પ્રેમ આનંદી હોય;
જોતાં તો હરદાં ઠરે, એવા સંતો કોઇ.
સંત શોધ્યા ના મળે, ફરે અવર અપાર;
વિરલા સાચા સંત એ, મળે જો એકજ વાર.
મળે જો એકજ વાર, અગમની ગમ થાય;
ગોવિંદ પ્રેમ નગરમાં, સુરતા રહે સદાય.

## પ્રભાતિયાં ૩૦.

જાગને જીવ તું-ઉંઘ આળસ તજી, હજી ઉંઘ તને કેમ આવે;
સોડ તાણી શું સુવે-સમય તો જાય છે, એ સમજ હજી કેમ નાવે.

હજી હરી ન ભજ્યા–ભજન વિના વહિ ગયા દિન ઝાઝા;
માતા ભારે મરી–વિચારને કર જરી, હવે મુક ન રામ માઝા.
આયુષ્ય વહિ ગયું–હરી ભજન ન થયું, હરી નામને ઝટ ભજને;
કહે ગોવિંદ અવસર વહિ જાય છે, દાવા ઉપાધીઓ સર્વે તજને.

## પ્રભાતિયું ૩૧.

આયુષ્ય ઓછું થઇ ગયું, વખત સૌ ગયો વિતી;
હજી કયાં સુધી ઉંઘશો, આગળ છે ભારે ભીતી.
મોઘો માનવ દેહ પામી, પાળી નહિ ધરમ રીતી;
આ રે કાયા કુંભ કાચો, મન ઇંદ્રિયો લો જીતી.
ચારે ખાણુ ફર્યો ઘણો, ફેરો સફળ ન કર્યો;
આવ્યા તે ન આવ્યા જેવા, ખાલી મનુષ્યા દેહ ધર્યો.
તાણુા વાણુ મુકી દેને, વિચારોને કર જરી;
આ અમુલખ દેહ તારો, નાવે તો ફરી ફરી.
આ માનવ દેહથી, મળે મોક્ષ બારી ખરી;
કહે ગોવિંદ હરી ભજો, જાતાં વાર ન લાગે જરી.

આ દયાળુ નાથને, તું ભજી લે ભાવે કરી;
વખત વિતી જાય છે, આ બાજી તો નાવે ફરી. આ દયાળુ નાથને
લઇ તો કાંઇ જવું નહિં, ઘણુા લીધા ભાર ભરી;
કોડ પુરા ન થાય કોઇના, મમતા સૌ રહી જાય ખરી. આ દયાળુ નાથને.
અંતકાળે રડુ રૂવે, તેનો વિચાર કર જરી;
આગળ ભારે દુ:ખ આવે, મનમાં તું રહે ડરી. આ દયાળુ નાથને.
હરીના દરબારમાં, હિસાબ લે જરી જરી;
જોઇ વિચારી ચાલજે, ખબર તેની રાખ ખરી. આ દયાળુ નાથને.
કદિ નવરાઇ ન મળી, ઘડી ન બેઠો ઠરી;
કહે ગોવિંદ હરી ભુલતાં, વિચાર કાંઇ નાવે જરી. આ દયાળુ નાથને.

## દોહરા.

ત્રણ દેહ ત્રણ અવસ્થા, એ રહિત પરાવાર;
ગોવિંદ ચોથું પદ તુરીયા, મન વાણીની પાર.
જોવા સરીખી વાત એ, કહેવા સરખી નાંહિ;
ગોવિંદ મુનમાં મજા, સમજ રહે મન માંહિ.

ચોથા પદનો ભેદ એ, તત્વવેત્તાનું જ્ઞાન;
ગોવિંદ નામ રૂપ ગુણ રહિત, રણુકારની શાન.
રણુકારની શાનમાં, ઝણુકારની જોત;
ગોવિંદ મરજીવા જુએ, લાલનકો લાક્ષ ગોત.
મુળ દ્વારા બાંધીએ, પવન ચડે ગગન;
ગોવિંદ તુરત સુરતથી, જોઈલો જોત રતન.
એક માસ સાત દિન, જપે અંજપા જાય;
ગોવિંદ તાર તુટે નહિ, પ્રગટ થાય પ્રતાપ.
જ્યાં સુધી જીવને પુરો, પ્રભુ પ્રેમ ન થાય;
ગોવિંદ દેહ બંધનથી, કદિ મુક્ત ન થાય.
રાત દિન હરિ રટે જો, ઇચ્છાઓ મટી જાય;
ગોવિંદ છેલ્લી ઘડીએ, કાળ ભય ન થાય.
ઇચ્છાઓ વિષય તરફ, જો મનની થાય;
ગોવિંદ વિચારો થાય તેમ ન એ કહેવાય.
ધન પુત્ર પરીવારમાં, આસક્તી જે થાય;
ગોવિંદ મન બંધનમાં રહે, એ માયા કહેવાય.
હું મારૂં આવરણ મટે, કાંઇ બંધન ન થાય;
ગોવિંદ હરીમાં લપટાય તો, ભવ કલેશો જાય.

અંતકાળે સગાં વાહલાં, ઘેરે ઘાલી વિંટાય;
ગોવિંદ વિકટ દુઃખ એ, હરી ભજ્જે સહાય.
માતપિતા કોનાં નહિ, નહિ પ્રીયા અને બાળ;
ગોવિંદ સગા વહાલાં એ, જુઠી સઉ જંજાળ.
પશુ પક્ષી બીજા દેહમાં, ઘણાં કુટુંબ પરીવાર;
ગોવિંદ એ સંબંધમાં, ન રહયો કાંઇ વિચાર.
પુર્વભવ પરીવારને, પોતે કઇ જાતિમાં દેહ;
ગોવિંદ યોગ બળથી, જણાય ઉપાધી એહ.
ભલુ બુરૂ પ્રતિબિંબ તો, દર્પણમાં દેખાય;
ગોવિંદ તેમ જ્ઞાનીને, મોહ દ્વેષ ન થાય.
અસત્ય ને અપશબ્દ તો, કઠોર વચન તજાય;
ગોવિંદ વાણીમાં દોષો નહિ, મહામુનિ કહેવાય.

બંધાય લોહ લાકડથી, કદિ છુટી જાય;
ગોવિંદ બંધાય દારાધનમાં, કદિ છુટો ન થાય.
વનમાં કદિ જાય પણ, મન વશ ન થાય;
ગોવિંદ મન વશ ન થયું, ઘરમાં છે સહાય.
ઘરમાં સદા જો રહે, જો મન વશ થાય;
ગોવિંદ મન વશ રહે, વનમાં છે સહાય.
વન રહે કે ઘર રહે, જો મન જીતાય;
ગોવિંદ મન વશ ન કરે, ઘર ત્યાગે શું થાય.

ગુરૂ ઉંઘતા હોય તો, ઉંઘ ચેલાની ન જાય;
ગોવિંદ જાગતા ગુરૂ મળે, પછી ઉંઘ ન થાય.
કોઇ પુત્રવાન હોય, કોઇ ધનવાન હોય;
ગોવિંદ હરી દરબારમાં, કામ આવે નહિ કોઇ.

છેવટ સગુ કોઇ નહિ, દેહ સગો ન થાય;
ગોવિંદ છેવટ હરી વિના, સૌ ચાલ્યાં જાય.
જગત જેમાં રમી રહ્યું, તેથી જાગરત થાય;
ગોવિંદ સપન સંસારમાં, જાગે કોઇ વિરલાય.
ટાણું હરી ભજવા તણું, માનવ દેહ વહિ જાય;
ગોવિંદ ભાવે ભજ તું, પછી પસ્તાવો થાય.
એ દિન ગામ જવું હોય તોય, ઘર નહિ મુકાય;
ગોવિંદ માયા મમતા, ઘરની છેલે નહિ છોડાય.

---

## " શ્રી સંત ગોવિંદરામની ઉપદેશ વાણી. "

## સગુણ ઉપદેશ.

### સાખી.

સત્સંગ હરી ભજનથી, મટી જાય અજ્ઞાન;
ગોવિંદ સર્વ તાપો ટળે, મળે શાન્તીનું જ્ઞાન. ૧
ગંગા તો પાપો ધુવે, ચંદ્ર મટાડે તાપ;
ગોવિંદ સંત સાચા મળે, મટે ભવ સંતાપ. ૨
સાચા સંતને ભેટતાં, મટે કલેશ ઉપાધ;
ગોવિંદ પમાડે શાંન્તી, એ વિરલા હોય સાધ. ૩
ધન સુત દારા દેહને, સર્વે ખોટાં માન;
ગોવિંદ એ મુકી જવું, જાય નામ નિશાન. ૪
ઝઘડા જુઠા પરવારીને, મરે ન કોઇ;
ગોવિંદ તરણાં ઝુંપડી, પલમાં ઉડે સોઇ. ૫

અડસઠ તિરથ જે કરે, નિત્ય ગંગામાં ન્હાય;
ગોવિંદ આત્મ ચિંત્યા વિના, મન મેલ ન જાય. ૬
સાચો સગો જીવનો, નહિ હરી વિના કોઇ;
ગોવિંદ પરિવારનો, મેળો છે દિન દોઇ. ૭
જે જુઓ તે નાશ છે, દેહ ધર્યા સૌ જાય;
ગોવિંદ ચેતી ચાલજો, રહી જાય મનમાંય. ૮

હરીજન હીરલાઓ, આ જગત નાશવંત અને દુ:ખથી ભરેલું છે; જગતમાં ખરો સુખી સાચા સંત શિવાય બીજા કોઇ જણાતા નથી.

જગતનું સુખ એ ખરૂં સુખ નથી. જગતમાં કોઇ કોઇનું કોઇ નથી. જીવનો સાચો સગો અંત કાળે હરી શિવાય બીજું કોઇ થાય એમ લાગતું નથી. ધન, સુત, દારા એ ચાર દિવસનાં પંખીના મેળારૂપે છે. તે એક પાણીનો પરપોટો, કાચો ઘડો, કાચનો કુંપો, કારમું ફુલ, વાદળ છાંયા અને ઝાકળના નિર પ્રમાણે છે. તેના ભરૂંસે રહેવું એ ઓછી મુર્ખાઇ નથી. આ અમુલખ મોઘો માનવ દેહ છે.

માનવ દેહ વારંવાર દુર્લભ છે, હે મારા ભાઇઓ ચેતો ! આ અવસર ફરી ફરી મળે તેમ નથી. માથે કાળનું હેરૂ રોજ ફરે છે. આ માટીનું શરીર એક દિન ઓચિંતું એકાએક માટીમાં મળી જશે અને અંતકાળે ઘણો પસ્તાવો થશે.

પ્રભુનું ભજન પ્રભુની ઓળખાણ આ ભવમાં નહિ થાય તો પછી બીજા પશુ પંખી વિગેરે દેહોમાં કશું બની શકે તેમ નથી. હજી બાજી હાથમાં છે. હરીજનો ! આયુષ્ય તો પાણીના પુરની માફક વહિ જાય છે. અને મોહ મમતા ને કોડ કોઇના પુરા થયા નથી ને થવાના પણ નથી.

જીવવું થોડું, મમતા ઘણી, ઉપાધી પાર વિનાની. આ દેહનો જીવજ સગો થતો નથી. તો પછી સ્ત્રી, પુત્ર, સગાં વાહલાં એ સગાં શેનાં થાય? કોઈ કહે પુત્રવાન છું, કોઇ કહે ધનવાન છું, કોઇ કહે આબરૂવાન છું પરંતુ વારંટ આવે વિલા મોંઢે એકલા જવું પડશે. અને કરેલા કામોનો બદલો ભોગવેજ છુટકો છે, જેને તમે વળગી રહ્યા છો એ તમારાં થવાનાં નથી; અને એક દિન ઓચિંતું એકાએક જવું પડશે તે વખતે ઘરની મોહ મમતા છોડવી ઘણી કઠણ થઇ પડશે.

ખરી રીતે તો આ જગતનો સર્વે સંબંધ, સ્વાર્થ પુરતો, ઉપર ચોટીયો અને જુઠો સંબંધ છે. માટે તમે તમારૂં ભલું ચાહતા હો તો પ્રભુની ભક્તિ કરો. નહિ તો ગાંઠની મુડી ગુમાવી જશો ને લખચોરાશીનું લફરૂં માથે આવી પડશે.

પુન્ય, પાપ, અધર્મ, અન્યાય એમાં બૈરાં, છોકરાં ભાગીદાર થવાનાં નથી. એ લક્ષમાં રાખવા જેવી વાત છે. અહિંનું સર્વે અહિં પડયું રહેશે ને માથે પાપના ભારા લઇ જવાના છે. તે વિચાર તો કરવાના જેવો છે. માટે ખટકો રાખીને આ ઘડીથી પુરા પ્રેમથી પ્રભુ ઉપર તાલાવેલી લગાવીને ભજન અને કાંઇક ભલાઈ અને સુકૃત કમાઇ કરી લો. જ્યાંથી નવા નવા અનુભવો મળે, શાન્તી મળે, જીવ ઠરે, પોતાનાં દુ:ખો ભુલી જવાય એવા સત્સંગનો લાભ જેમના તરફથી મળે, તેજ સાચા સંત કહેવાય છે. જગતમાં ચંદન શિતળ ગણાય છે. પણ ચંદન કરતાં એ ચંદ્રમા વધારે શિતળ છે. પણ એ સર્વેથી વધારે શિતળ સાચા સંતોની સંગત છે. ૐ હર શાન્તીઃ શાન્તીઃ શાન્તી:

સંત ગોવિંદરામ.

# નિર્ગુણ ઉપદેશ વાણી.

## સાખી.

ચડે ખુમારી પ્રેમની, મન મેલ ટળી જાય;
ગોવિંદ ભભકા પ્રેમના, પિયુ ઉપર થાય.

પ્રેમ પિયુ પર ઉપજે, થાય પિયુની પ્યાસ;
ગોવિંદ સુખ વિલાસની, ન કરે કાંઇ આશ.

લાગે વિરહની વેદના, પિયુ મળવાની હોય;
ગોવિંદ રોમ રોમ પિયુ રટે તાર તુટે ન સોય.

## દોહરો.

જ્યાં જ્યાં દ્રષ્ટી પડે, તેનો કર અભાવ;
વૈભવ ચૌદે લોકના, તેનો ન કર ભાવ.

અમુલ્ય વૈરાગ્યની, શાન્તીમાં રહે ચિત;
કીડીથી બ્રહ્મા લગી, સર્વે દેખ અનિત.

સર્વે સંકલ્પ ત્યાગીને, લક્ષ લાગે નિશાન;
ગોવિંદ ક્રોધ ત્યાગતો, તુર્ત થાય પિછાન.

## સાખી.

ધિરજ શાન્તી રાખીને, સહન કરે તે સંત;
ગોવિંદ કદિ વ્યાપે નહિ, તે કહિએ ભગવંત.

ક્રોધ જેને વ્યાપે નહિ, તેને કાળ ન ખાય;
ગોવિંદ કાળ જે જીતીયો, તે પ્રેમ પદ સહાય.

ધન ઢેફુ સમાન છે, શોક ક્રોધ ન હોય;
ગોવિંદ એવા સાધને, સર્વે સિદ્ધી હોય.

બ્રહ્મ સત્ય, જગત મિથ્યા એટલે જ્ઞાની વિતરાગીઓને ત્રણે કાળમાં જગતજનથી જ્યાં જ્યાં દ્રષ્ટીથી દેખાય છે તે સર્વે નાશ છે. એટલે "દ્રષ્ટી તે નષ્ટી છે." છોડ આશા, થા નિરાશા, તરત તમાશા, એટલે ચૌદ લોકના વિષય સુખની સર્વે ઇચ્છાઓનો ત્યાગ કરનાર હરીરૂપ બ્રહ્મપદને પામે છે. જ્યારે હૃદયની પુરી નિર્મળતા અને યોગતા થાય છે ત્યારે મહાન સિદ્ધીઓ આપો આપ પ્રગટ થાય છે. પ્રાચિન ઋષિ–મુનિઓ, સંત મહાત્માઓ, પવિત્ર અંતઃકરણવાળા અને સત્યનું પાલન કરનારા અને નિર્મળ હૃદયના હોવાથી વચન-સિદ્ધી મહાત્માઓ હતા. જેને મારૂં તારૂં રહ્યું નથી, તથા રાગદ્વેષનો ત્યાગ કરનાર અને તમામ જગત હરીરૂપે જોઈ જેની બ્રહ્મમય અને બ્રહ્માકાર વૃત્તિ થઈ છે, તથા જેના શોક તથા ભય પણ ગયા છે, તેવા યોગેશ્વરોને મારા અનંતવાર નમસ્કાર હો.

જેણે જગતના મોહ અને ઇંદ્રિયો ઉપર કાબુ મેળવ્યો છે, અને ઇચ્છાઓ તથા મોહક વાસનાઓ જેણે છોડી દીધી છે, અને જેને સાચા ત્યાગની ધુણી ધખી રહી છે, સુખ દુઃખનો ભેદ ભુલી ગયો છે, અને પોતાનું શું થશે તેનો કદિએ એક ક્ષણ પણ વિચાર કરતો નથી, તેજ વૈરાગ્યની અમુલ્ય શાન્તી ભોગવે છે. દ્રશ્યને મિથ્યા જાણનાર બ્રહ્મવેત્તાઓ હરખ, શોક, લાભ, નુકશાનમાં સમાન રહે છે.

માનસરોવરમાં રહેનારો હંસ ખાબોચીઆના કાદવવાળા મેલા પાણીની ઇચ્છા નજ કરે. માનવ જીવન પામીને વિષય સુખની તૃષ્ણાને આધિન થઈ જવું, અને ક્લેશવાળું જીવન ગાળવું એથી બીજી ભારે ભુલ કઇ, તે વિચાર તો કરવા જેવો છે.

જેના રાગદ્વેષ રૂપી ઝેરો હૃદયમાંથી નાશ પામ્યા છે, અને સુખ દુઃખ હરખ–શોકમાં સમાનભાવ અને સમાનદ્રષ્ટી છે, અને જેના ઘટમાં કાળ વ્યાપે નહિ તેજ મહાત્મા છે:—

મનની અવિદ્યા મટી જાય તેનેજ ખરો ત્યાગ કહેવામાં આવે છે. મન લક્ષમાં લાગી રહે, તેજ ખરો જોગ કહેવાય છે. હરખ, શોક, સુખ દુઃખ, પુન્ય, પાપ, એ જીવને છે. ઇશ્વરપ્રેમ આનંદરૂપ છે. તેને ત્રણુ તાપ, આધી વ્યાધી ઉપાધી નથી. કામ, ક્રોધ, લોભ, મદ, ભય, શોક, એ જીવના ધર્મ છે, બંધમોક્ષ મનમાંજ રહેલા છે. માટે મન વશ થાય તો જીવનમુક્ત છે. જે વસ્તુઓ નજરે પડે છે તે સર્વે જુઠું છે. શ્લોક:"—તૃષ્ણા, ક્ષય, સ્વર્ગપદ, કિમસ્તી, જેને તૃષ્ણાનો નાશ થયો, તે લાગલોજ સ્વર્ગપદને પામ્યો." ગત જાય કોઇ અવગત જાય ને વાસના લગી એજ ઉપાય. "ગણુ વાસના દ્રષ્ટા સ્થૂળ ઉપરે, ત્યાંલગી તે ઉપજે મરે." "વાસના લીન થયા પછી દેહ જેમ પર્વત ઉપર વરસે મેહ, ભરાણું નિર તે ઝરી નિસરે, પાછળ ઉમેરો તેમાં કોણુ કરે." માટે જેની વાસના લય પામી છે, તે જીવતાં જીવનમુક્ત છે, અને દેહ છુટે વિદેહ મુક્ત છે. આત્મજ્ઞાન થયા પછી નાશવંત પદાર્થોનો મોહ રહેતો નથી. સ્ત્રી, પુત્ર, ધન, દેહ વિગેરે નાશવંત હોવાથી જ્ઞાનીને તેથી શોક, કલેશ ન થાય. જે ઇચ્છાઓનો કે કોઇ પણુ જાતના સંકલ્પોનો કાયમનો ત્યાગ કરે છે, અને હૃદયમાં અંશ માત્ર પણુ કોઇ પણુ જાતની ઇચ્છા કે સંકલ્પ નથી ઉઠતો તેવા મહાનુભાવ પરમહંસ વિતરાગી મહાત્માઓને મારા અનંતવાર હાર્દભાવથી નમસ્કાર છે, અને તેઓને બલહાર જાઉં છું.

પછી ભલે તે બ્રાહ્મણુ ચંડાળ કે ઇસ્લામ કે ખ્રિસ્તી હોય તેની મને પરવા નથી. સર્વેને બ્રહ્મ રૂપ જોનાર ઉદાર સંત પુરૂષોનું અભેદ હૃદય સુખ દુઃખમાં અને સ્તુતિ નિંદા વખતે પણુ સમભાવ અને સમ દ્દષ્ટીથી સદાય સમભાવવાળુંજ રહે છે અને તેથી તેમને શોક કે કલેશ નજ થાય તેમ તેમને પુજનથી હરખ પણુ થતો નથી.

અનાદિકાળથી શરીર, મન, વાણી, અને તેના વિષયો એ પર વસ્તુ છે. માટે એની સાથેની પ્રિત તોડવાથી હરી સાથે પ્રિત થવાને યોગ્યતા આવશે. પછી હરી સાથે જો પ્રેમ કરશો તો ગુણના ઘર રૂપ તમે પોતેજ એ રૂપ થઇ જશો. આ શરીર વાણી અને મન હું નથી અને તેથી એ ત્રણેથી ભોગવાતા વિષયો અમારા નથી એવી સમજ થતાં શરીર અને વિષયોમાં હું અને મારૂં એવી બુદ્ધિથી ઉત્પન્ન થતા રાગ દ્વેષો છુટી જશે. અને જે અંશે રાગદ્વેષ છુટતો તે અંશે આત્મા શાન્તીનો અનુભવ કરશે. રાગ દ્વેષ રૂપી મેળ જ્યાં સુધી ન જાય ત્યા સુધી શુદ્ધ સ્વરૂપનુ જ્ઞાન નહિ થાય. ચૌદ બ્રહ્માંડ સુધી જે માયાનાં કાર્ય છે ને તે સર્વે નાશવંત છે. ઘરમાં રહેવા છતાં જે તૃષ્ણા આસક્તીયોથી છુટેલો છે તેજ મુક્ત મહાત્મા છે. ધનથી અમૃતની આશા રાખી શકાય નહિ. સુખ દુ:ખનો સંબંધ તત્વજ્ઞાન થયા પછી આત્મામાં રહેતો નથી. વિષયોમાં આસક્તી નહિ રાખવી તેનું નામ જ વૈરાગ્ય અને વિષયો તરફ જતા મનને વારેવારે અટકાવવું તેનું નામ અભ્યાસઃ—

જેણે મનના સંકલ્પો તજ્યા નથી તે કદી જોગી થઇ શકે નહિ. મૃત શરીરને જેમ ઈચ્છા દ્વેશ કે સુખ દુઃખ નથી હોતાં તેમ જે દેહ છતાં મૃત સમાન દેહાતિત રહી શકે છે, તે પરમાનંદનુ ખરૂ સુખ જાણે છે. જેણે પોતાનું મન જીત્યું છે. માન અપમાન નથી. ટાઢ, તડકો, સુખ દુઃખ સમાન છે, માટી સુવર્ણ સરખાં છે. તે યોગી છે.

જેમ પોપટ જાળમાં આવવાથી બંધાઇ જાય છે તેમ, યોગી પુરૂષ પણ વિષય રૂપી જાળમાં આવવાથી સપડાઈ જાય છે. માટે મોહ ઉત્પન્ન કરનારા પદાર્થોથી દુર રહેવું. વિતરાગી પુરૂષે જગતમાં

ફાવે તેમ વર્તવું નહિ. જેણે પોતાનું મન જીત્યુ છે, માન અપમાન નથી, ધીરજવાન છે તે સંત છે. એ પ્રેમ રસથી માયામાં તપી રહેલા જીવોની તૃષા મટાડવા તે મથી રહ્યા છે, જ્યારે સર્વે વિકારો શાન્ત થશે અને મનને પુરી રીતે વશ કરશો ત્યારે પ્રેમ જોતીનાં દર્શન થશે.

માણુસ અડસટ તિરથ નહાયો હોય તો પણુ જ્યાં સુધી મન નિર્મળ ન થયું હોય ત્યાં સુધી સર્વે નકામું .છે. કામો કરવાં પણુ તેમાં ફળની આશા રાખવી નહિ એટલે તેણે કામ કર્યું તે ન કર્યું કહેવાય. ખરૂ જ્ઞાન તો તેજ છે કે કામો કરવા છતાં તેના ફળની ઇચ્છા ન કરવી. કર્તાપણાનું અભિમાન લેશ માત્ર ન રહે એ છેલ્લી ભુમીકાનો ત્યાગ છે. માટે અહંભાવના ત્યાગને ભારે ત્યાગ કહ્યો છે મનને વશ રાખવું તે ભારે તપ કહેવાય છે. ખરૂં સ્નાન તો મનના મેલ કાઢી નાખવાને જ છે. માટે મન વશ થયું તો સઘળાં સાધન મળી ચુકયાં. એ તો વનમાં રહો કે મનમાં રહો એ બરાબર છે. જો મન વશ કરેલું છે તો સદા વનમાંજ છે એટલે જગતનો ત્યાગ કરેલો છે.

## રાગ–ગજલ–તાલધમાલ.

થોડીરેન મુસાફર છે, હવે હરી ભજન કરીલે;
સફળ કરીલે ફેરા, એક દિન વન માંડેરા.
નહિ કોઇ જગતેરા, થોડી રેન મુસાફર છે— હવે હરી.
સગાં વાહલાં ને દારા, એ કોઇ નહિ તારા;
અંતે લાગે એ ખારા, થોડી રેન મુસાફર છે— હવે હરી.
ધન ધામ સુતને દેહ, એ મુકી જવુ સૌ તેહ;
એ તારૂ નહિ કોઈ તેહ, થોડી રેન મુસાફર છે— હવે હરી.

થવુ ઓચિંતા મેમાન, ખેલ ખલકના એ માન;
જાય નામને નિશાન, થોડી રેન મુસાફર છે— હવે હરી.
સગાં રૂવે દિન દોઇ, થાકી દારા રહે રોઇ;
અંતે જાય સારૂ જોઇ, થોડી રેન મુસાફર છે— હવે હરી.
ગોવિંદ ન તારૂ કોઈ, એક છેવટ હરી હોય;
પંખી મેળો છે દિન કોઇ, થોડી રેન મુસાફર છે— હવે હરી.

## રાગ ઉપરનો.

પંખી મેળો છે દિન દોઇ, અંતે હરી વિના નહિ કોઇ,
માતને ભાર ઉઠાયા, જગતમાં આયાન આયા.
હજી ગુણ હરી ન ગાયા, પંખી મેળો છે દિન દોઈ— અંતે હરી.
જ્યારે સંધ્યા વખત થાય, ઝાડે પંખી ભેગાં થાય;
સવારે સૌ ઉડી જાય, પંખી મેળો છે દિન દોઇ-- અંતે હરી.
એવી રીતનો સંસાર, જુઠો કુટુંબ ને પરિવાર;
જાતાં કાંઈ ન લાગે વાર, પંખી મેળો છે દિન દોઇ— અંતે હરી.
દિન ચારનો ચટકો, છે ઘડીનો લટકો;
ગોવિંદ રાખોને ખટકો, પંખી મેળો છે દિન દોઇ— અંતે હરી.

## રાગ ઉપરનો.

ન્યારી પ્રેમ નગરની વાટ, રમે પિયુ પરાની પાર—ટેક.
છેદશે દિશ ભરપુર, અખંડ ગેબી વાગે તુર.
ઝળકે અપાર નુર, ન્યારી પ્રેમ નગરની વાટ— રમે પિયુ.
જુઓ સુરત લગાય, ઘટમાં દેદાર થાય;
એ લખ્યા નહિ જાય, ન્યારી પ્રેમનગરની વાટ— રમે પિયુ.

હીરા માણુક ઝળકે સોય, સંત વિરલા જુએ કોઇ;
કશુ પ્રેમ વિના ન હોય, ન્યારી પ્રેમનગરની વાટ— રમે પિયુ.
સતગુરૂ નીશાન, એ નિશાન ધારાધ્યાન;
ગોવિંદ રણુકાર નિશાન, ન્યારી પ્રેમ નગરની વાટ— રમે પિયુ.

## રાગ ઉપરનો.

કરે ભજન વિલાશ, માન સરનો હંસ—એ ટેક.
ઘણા સરોવર હોય, તેમાં હંસ ક્યાંઇજ કોઇ.
શાંન્તી પમાડે એ કોઇ, કરે ભજન વિલાશ— માનસરનો હંસ.
ઘણી ઝાડીનાં વન હોય તેમાં મલીયાગર કોઇ;
ઝેર બુઝાવે સોય, કરે ભજન વિલાસ— માનસરનો હંસ.
ગંગા હરે છે પાપ, ચંદ્ર મટાડે તાપ;
મટે સંતથી સંતાપ, કરે ભજન વિલાસ— માનસરનો હંસ.
ગોવિંદ મળે ગુરૂરાય, ત્યારે શોક સંતાપ જાય;
પછી પ્રેમ ખુમારી થાય, કરે ભજન વિલાસ— માનસરનો હંસ.

## રાગ ઉપરનો.

શરણે હરીના ગયા પછી હું કેની કરૂ આશ.
જોઇતુ આપે જરૂર, નિરાશ કરે ન ઉર;
છે ભંડાર ભરપુર, શરણે હરીના ગયા પછી— હું કેની કરૂ આશ.
કદિ કાંઇ ઇચ્છા થાય, આવી વસ્તુ મળે સહાય;
એવા છે દયાળુ રાય, શરણે હરીના ગયા પછી— હું કેની કરૂ આશ.
કોઈ વાતે ચિંતા થાય; તો સંત એ ન કહેવાય;
એથી સતગુરૂ પતજાય, શરણુ હરીના ગયા પછી— હું કેની કરૂ આશ.
ગોવિંદ કેની કરૂ આશ, પુરો હરી વિશ્વાસ;
અખંડ વસ્તુ ભરીપાસ, શરણે હરીના ગયા પછી— હું કેની કરૂ આશ.

## રાગ ઉપરનો.

મટે જન્મ મરણુ ફાંશી, સેવો સતગુરૂ દેવ.
બ્રમા સારદાને શિવ, ગુરૂ ગુણુ ગાય સદિવ;
થાય જીવનોએ શિવ, માટે જન્મ મરણુ ફાંશી— સેવો સતગુરૂદેવ.
સતગુરૂ અંજન થાય, વેણુ નેનતો પલટાય;
એ વાણીથી વરતાય, મટે જન્મ મરણુ ફાંશી— સેવો સતગુરૂદેવ.
તિરથ કોટી કોઈ કરે, સદા તિરથમાંરે ફરે;
તિરથ આત્મ વિના, ન તરે માટે જન્મ મરણુ ફાંશી— સેવો સતગુરૂ દેવ.
મળે સતગુરૂથી સાર, થાય આત્મ સાક્ષાતકાર;
ગોવિંદ ગુરૂ ઉતારે પાર, માટે જન્મ મરણુ ફાંશી— સેવો સતગુરૂદેવ.

## ગરબી.

કાયા કારમુફુલ, માનવ દેહ અમુલ; કેમ હરીને ભુલાય—
ભજન વિના પારે ઘડી.
પડયા રહે સૌ દામ, જરૂર જંગલ મુકામ, કેમ હરીને ભુલાય-
ભજન વિના પારે ઘડી.
જન્મ મરણુ જેના હાથ, છેલે જવુ હરીની સાથ, કેમ હરીને ભુલાય-
ભજન વિના પારે ઘડી.
અંતની વેળા કઠણુ કરીલે હરી રટણુ, કેમ હરીને ભુલાય—
ભજન વિના પારે ઘડી.
છેલે સંગ ન આવે કોઇ ભજે હરીનો રંગ હોય, કેમ હરીને ભુલાય-
ભજન વિના પારે ઘડી.
ગોવિંદ કર હરીથી હેત, છેલે થવું પડે ફજેત, કેમ હરીને ભુલાય-
ભજન વિના પારે ઘડી.

## રાગ ગઝલ.

રેન મુસાફર ચાલી ગઇ, જવાની નોબત ગાજી રહી;
ભય કાળનો મોટો, વળે પલમાં ગોટો.
અંતે ખેલ એ ખોટો, રેન મુસાફર ચાલી ગઇ— જવાની નોબત.
ધન સુતને નારી, જુઠી જગની યારી;
હવે છે છેલી આ બારી, રેન મુસાફર ચાલી ગઈ— જવાની નોબત.
ગયો સાથ સંગનો ચાલી, ધમાલો સર્વ આ ઠાલી;
જવું એકાએક ચાલી, રેન મુસાફર ચાલી ગઈ— જવાની નોબત.
મૃગજળ એ કા'વે, સપન સમ જોવામાં આંવે;
ગોવિંદ સંગ કોઇ નાવે, રેન મુસાફર ચાલી ગઇ— જવાની નોબત.

## રાગ ગઝલ.

ભલે જગત કોઇ ન થાય, મારે છે કામ પરભુથી—એ ટેક.
સગાં કોઇ નહિ બેલી, રહ્યો ખેલમાં ખેલી;
અંતે જવું સૌ મેલી, ભલે જગત કોઇ ન થાય— મારે છે.
ગયા રાજાને રાણા, ચેતોને સમજી શાણા;
ભારે છે જમના ધાણા, ભલે જગત કોઈ ન થાય— મારે છે.
માથે ભારે તે લફરૂ, મુકી દે દાવાનુ કરવુ;
પછી નહિ પડે ફરવુ, ભલે જગત કોઇ ન થાય— મારે છે.
કાચો કાયાનો પાયો, દોડી વિષયમાં ધાયો;
હજી ગુણ હરી ન ગાયો, ભલે જગત કોઇન થાય— મારે છે.
બીજુ આળને પંપાળ, છે ખોટી સૌ જંજાળ;
ગોવિંદ ભારે કાળની ફાળ, ભલે જગત કોઇ ન થાય— મારે છે.

## રાગ ઉપરનો.

કર હરીનુ ભજન આયુષ્ય વિતી જાય—એ ટેક.
કાચી માટીની કાયા, જુઠો પરિવારને માયા;
હજી હરી હેતન લાયા, કર હરીનુ ભજન— આયુષ્ય વિતી જાય.
ચેતી લેને દિન આ દોઇ, નથી કોઇ કોઇનુ કોઇ;
હજી કાંઇ વિચારી જોઇ, કર હરીનુ ભજન— આયુષ્ય વિતી જાય.
કાયા માયા ન કેની, દોડા દોડી દિન બેની;
ધમાલ તેમાં કરે શેની, કર હરીનુ ભજન— આયુષ્ય વિતી જાય.
માનવ દેહ રતન, હજી કર હરીનુ ભજન;
ગોવિંદ મુકી જવુ એક દિન, કર હરીનુ ભજન—આયુષ્ય વિતીજાય.

## રાગ ઉપરનો.

છેલે સાથે નાવે કોઈ, કરોને પ્રેમ પરભુથી—એ ટેક.
ધન પુત્રને નારી, મુકોને મારીને તારી
નથી એ મોક્ષની બારી, છેલે સાથે નાવે કોઇ—કરોને પ્રેમ પરભુથી.
તજ વાદની વાંસી, ભજ્યા વિનન મટે હાંશી;
ભારે છે ભવની ફાંશી, છેલે સાથે નાવે કોઇ—કરોને પ્રેમ પરભુથી.
નહિ જગ કોઇ તારૂ, અંતે લાગે જમહારૂ;
છેલે છે ઘોર અંધારૂ, છેલે સાથે નાવે કોઇ—કરોને પ્રેમ પરભુથી.
સમજ હજી મન મારા, જુઠાં સુતને દારા;
ગોવિંદ ભારે જમ મારા, છેલે સાથે નાવે કોઇ—કરોને પ્રેમ પરભુથી.

## રાગ ઉપરનો.

નહરી વિના રહેવાય, જવુ પ્રેમ નગરની વાટ—એ ટેક.
ઘેરી બંસી વાગી, માયા મોહનની લાગી;
ભાવટ ભવની ભાગી ન હરી વિના રહેવાય—જવુ પ્રેમનગરની વાટ.

મધુરી મોરલી વાગી, લાજ લોકની ત્યાગી;
તાળી હરીની લાગી, ન હરી વિના રહેવાય—જવુ પ્રેમનગરની વાટ.
જવુ જમનાં તિરે, નહાવુ નિર્મળ નિરે;
ગાંઠ વળી છે હીરે, ન હરી વિના રહેવાય—જવુ પ્રેમનગરની વાટ.
ઘોર નિંદ્રાથી જાગી, લેયો હરીની લાગી;
ભેગો જમની ભાગી, ન હરી વિના રહેવાય—જવુ પ્રેમનગરની વાટ.
કેમ વિસારી મેલી, હરી વિના થઇ ઘેલી;
નહિ બીજો બેલી, ન હરી વિના રહેવાય—જવુ પ્રેમનગરની વાટ.
વિરહ વાયો છે તનમાં, પીયુ કાજ ફરૂવનમાં;
ગોવિંદ ભાવે ભજુ મનમાં, ન પીયુ વિના રહેવાય-જવુ પ્રેમનગરની વાટ.

### રાગ ઉપરનો.

અગમ અલખરણુંકાર, એ સત શબ્દ નીશાન—એ ટેક.
અધર તખત નિરાધાર, દવા દશ આંગળ પાર;
ખંડ દશમે દેદાર, અગમ અલખરણુકાર— એ સત શબ્દની.
બોલે બાવન બહાર, વાણી પાર વિચાર;
રમે પિયુપરાની પાર, અગમ અલખ રણુકાર— એ સત શબ્દની.
જો હોય પિયુની આશ, કરો શું ન ધુનમાં વાસ;
ગેબી અખંડ રમે અવિનાશ, અગમ અલખ રણુંકાર—એ સત શબ્દની.
અગમ અગોચર રૂપ, ગેબી રણુકાર સરૂપ;
કળા સતરમી અરૂપ, અગમ અલખ રણુકાર— એ સત શબ્દની
નાભી નેને નિરખો ઓઇ, ખેલે પ્રેમે અગ્રે કોઇ;
એ ગેબી તમાસા સોઇ, અગમ અલખ રણુકાર—એ સત શબ્દની
સોહંગ શિખરે સમાય, અજંપા નાભી જપાય;
બિન વાદળ વિજો થાય, અગમ અલખ રણુકાર—એ સત શબ્દની.

જોવા સરખુએ નામ, કહેવા સરીખુ નહિ કામ;
ગોવિંદરણુ કારમાં રામ, અગમ અલખરણુકાર—એ સત શબ્દની.

## રાગ ઉપરનો.

મહિમા મોટો ધરમ નિજાર, અનેક ઉતરીયા ભવપાર—એ ટેક.
પ્રથમ ઉમાને મહાદેવ, લોહર તોરલ ને સુખદેવ;
જેને નિજાર ધરમની ટેવ— મહિમા મોટો ધરમ નિજાર.
પ્રહ્લાદને હરીચંદ, રતના વળી તારાચંદ;
માન્યો નિજારે આનંદ— મહિમા મોટો ધરમ નિજાર.
મારકંડ કૃષ્ણુને રામ સીતા રૂખમણી સંત તમામ;
હતો પ્રેમ નિજાર ધામ, મહિમા મોટો ધરમ નિજાર.
સહદેવ નિકુળ ધર્મ, અરજુનને વળી ભીમ;
ઈંદ્ર નાગને એ નિમ— મહિમા મોટો ધરમ નિજાર.
સિદ્ધ ચોરાશી નવનાથ, બ્રમા વિશ્નુનો એમાં હાથ;
નવ જોગેશ્વરનો એ સાથ— મહિમા મોટો ધરમ નિજાર.
ગોવિંદ પુજો ગુરૂજી પાય, પુજતાં પારખ થાય;
જો નિર્મળ મનથી નહાય— મહિમા મોટો ધરમ નિજાર.

## સાખીયો.

મનનુ માથુ મુંડીએ, કાળ ક્રોધ એકેશ,
ગોવિંદ સત્યે ચાલવું, ગુરૂ દેવ ઉપદેશ,
ગુરૂ દેવ સાચા મળે, ભવરોગ મટી જાય;
ગોવિંદ શાન્તી જ્યાં નહિ, બીજાને શું થાય.
બાળક પાસે મહેતાજી, અંક ઘુંટાવા જાય;
ગોવિંદ તેમ જ્ઞાનીએ, ક્રિયા કરવી સહાય.
ચતુર ચેતી ચાલજો, ઓચિંતુ જવુ જરૂર;
ગોવિંદ તરણાં ઝુંપડી, ઉડી જાય ફરૂર.

ગાફલ નિંદ્રા છોડને, માથે ભમે છે કાળ;
ગોવિંદ ઝટ જાગતું, જુઠી સઉ જંજાળ.
દાવા દુગ્ધા છોડીદે, નિરદાવે બહુ મોજ;
ગોવિંદ કંઇક ચાલી ગયા, હજી મુસાફર ખોજ.

અને મન જીત્યું નથી. તેણે કાંઇપણ કર્યું નથી. સર્વેને હરી-રૂપ અને હરીને સર્વે રૂપે જોવા, શરીરને શોષવુ એ તપ નથી, પરંતુ મન અને ઇંદ્રિયો વશ રાખવી, સત્ય બોલવું, આધીનતા રાખવી માન બડાઈ તજવાં એ મહા તપ છે.

ભગવાં વસ્ત્ર, માથાનું મુંડન, એ સંતનાં બહારનાં ચિન્હ છે. તે કાંઇ મોક્ષને ઉપયોગી નથી. પરંતુ જગતના કાર્યોથી નિર્લેપ રહેવું, આસકતીયોના બંધનોનો ત્યાગ કરવો, એથીજ સંતની ઉંચી કોટીમાં અવાય છે.

જગતની તમામ વસ્તુઓમાંથી મોહનો ત્યાગ કરવો. હું અને મારૂં એવી વૃત્તિઓનો ત્યાગ કરવાથીજ સત્ય સ્વરૂપનુ જ્ઞાન થાય છે. મોહપાસમાં બંધાયા વગર જગતનાં રહેવું, બહારથી સંસારી રહેવું અને અંતરથી યોગી રહેવું એજ જરૂરનું છે. સ્તુતિ કે નિંદાની દરકાર કર્યા વગર જે ખરૂ હોય તે કરવાનો પ્રયાસ કરવો.

સત્ય એ ધર્મ છે. સત્ય એ તપ છે. સત્ય કરતાં બીજો કોઇ ઉત્તમ ધર્મ નથી. જે ઇચ્છાઓનો ત્યાગ કરે છે તેજ ઉંચી કોટીના મહાન સંત છે. બ્રમનિષ્ટ પુરૂષો સૌની પેઠે આંખે જુએ છે, કાને સાંભળે છે, પણ તેના વિષયના વિકારોમાં લેપન થતા નથી. તેઓને માન અપમાન, હરખ શોક હોતાં નથી. અને અખંડ પરમાનંદમાંજ મસ્ત રહેનારા મસ્તાન મહાત્મા હોય છે. આ સંસાર જેમાં મોજ કરે છે તેમાં જેઓને રસ પડતો નથી. અને સંસારરૂપી સપનામાંથી જાગેલા પુરૂષો તેજ પરમહંસ મહાત્માઓ છે. ૐ શાંન્તી.

સંત ગોવિંદરામ.

આત્મને પ્રણામ છે, લક્ષણને તિરસ્કાર;
ગોવિંદ ખોટાં કામને, છે સદા ધિક્કાર.
ઘણા દિન ભુખ્યો રહે, સિંહ તરણું ન ખાય;
ગોવિંદ ટેક પાળે પશુ, સાધુ લથડી જાય.
સંત હરી ભક્ત એ, વૈમાન બેસી જાય;
ગોવિંદ પાપી કપટીને, જગ જીવ લપ જાય.
જે જ્ઞાન જાણ્યા પછી, પ્રેમ ખુમારી થાય;
ગોવિંદ આનંદ લેરીઆ, શાન્તી રહે સદાય.
ઈશ્વરની આ સૃષ્ટી, દુઃખ હેતુ ન હોય;
ગોવિંદ મન રચેલી સૃષ્ટી, તેમાં દુઃખ સૌ કોઇ.
મોહ મમતાની રમત આ, તેમાં સૌ લેપાય;
ગોવિંદ લેપન થાય નહિ, એ હોય વિરલાય.
ધન પુત્રને સાઇબી, નહિ તારૂ આ તન;
ગોવિંદ આંખ ઉઘાડી, ત્યાં લગી આ ધન.
એક સિંહ વનમાં રહે, એ જાણે સૌ દેશ;
ગોવિંદ બીજા જીવો બહુ રહે. ન જાણે કોઇ લેશ.
દ્વેષ ન કરવો સાધુએ, દ્વેષે કોઈ ડુબાય;
ગોવિંદ દ્વેષ કરતાં ધ્યાનનો, મહિમા સર્વે જાય.
સરવ સાથ ચાલી ગયો, હજી મનથી ચેત;
ગોવિંદ ધમાલો જુઠની, કર હરીથી હેત.
ધનધામ ને સાઇબી, સૌ પડી રહે આંય;
ગોવિંદ કઇક ચાલી ગયા, સાથે ગયું ન કાંય.
જીવ મુસાફર ચેતજે, રેન ચાલી સૌ જાય;
ગોવિંદ નોબત વાગી રહી, પલમાં પ્રભાત થાય.

ઘડી પછી શું થશે, કરે વરસની વાત;
ગોવિંદ માથે ભમે, પલમાં થાય ઉત્પાત.
આચોળો છૂટયા તણો, ભય પામે તે સંત;
ગોવિંદ ભય પામે કાળનો, ન સાચા મહંત.
ધનસુતદારા દેહમાં, જ્યાં સુધી છે ભાવ;
ગોવિંદ ત્યાં સુધી નિત કર્મનો, ન કર અનુભાવ.

## સાખીઓ.

સદાય નિર્મળ મનથી, જો હરી ભજાય;
ગોવિંદ પાતક ટળે, હૃદય શાન્તી થાય.
મનમેલ રાખી કરી, ભજન કરે જો કોઈ;
ગોવિંદ એ ભજનથી, શાન્તિ કદિ ન હોય.
નિતી ધર્મથી ચાલીને, પુન્ય કરે જો કોઇ;
ગોવિંદ જરા પુન્ય પણ, યજ્ઞનું ફળ હોય.
માનવ દેહ પામી કરી, નિતિ ધર્મ :સચવાય;
ગોવિંદ ભવોભવના, ભારે સંતાપ જાય.
માનવદેહ પામી કરી, ધર્મ નીતિ ન પળાય;
ગોવિંદ બીજા ભવનાં, પુન્ય દૈવત જાય.
જ્યાં સુધી આપ સ્વરૂપનું, થયું ન હોય જ્ઞાન;
ગોવિંદ ત્યાં સુધી કરવું પડે, તપ તિર્થ વૃતદાન.
જ્યાં સુધી ન પામીયો, પ્રેમ પદને આપ;
ગોવિંદ ત્યાં સુધી કરવા પડે, કર્મ વિધીના જાય.
મારૂ તારૂ લાગી રહ્યું, એ જુઠો સઉ દોર;
ગોવિંદ ઝઘડા જુઠાનો, ખાલી શોર બકોર.

જરા નવરાઈ ન મળે, પળ ઉભુ ન રહેવાય;
ગોવિંદ ઘડી શાંતી નહી, છેલે જંજાળો જાય.
ઉપાધી જંજાળમાં, ખાલી ખુવાર થાય;
ગોવિંદ એક દિન ઓચિંતી, જંજાળો સઉ જાય.
દોડાદોડી ઉપાધીઓ, અંતે ન આવે કામ;
ગોવિંદ દોડ જુઠની, હજી ભજી લે રામ.
પ્રેમના બે તત્વ છે, ખમીયાને ઉપકાર;
ગોવિંદ એ વર્તનથી, ઝેર ન રહે આધાર.
કદિ એવું નચાવવું, જીવથી જો દુભાય;
ગોવિંદ બીજા ને દુભતાં, માન મહાત્મ જાય.
મન જગત ઉભુ કરે, પ્રગટ ઉપાધી થાય;
ગોવિંદ વિચાર આત્મના, મન તે કહેવાય.
વિકાર સાગરમાં નહિ, સ્વભાવે લહેરો થાય;
ગોવિંદ નવિકારી આત્મા, વાસના લહેરો જણાય.
પરધન નિંદા તજે, સત્ય પાલન થાય;
ગોવિંદ રાખે આધીનતા, પ્રગટ સત્યા જણાય.
વડાઇ કશી ન કરે, સ્તુતિ નિંદા સમાન;
ગોવિંદ રાખે આધીનતા, સાચા સંત એ માન.
જીવ રૂપી નોળને, સર્પ રૂપી માયાનો ડંસ થાય;
ગોવિંદ સતસંગ રૂપી જુટીથી એ, ઝેર ઉતરી જાય.
માયા રૂપી ઝેરનાં ગેબી, ગોળા તોડવા હોય;
ગોવિંદ સતસંગ કરો, ઉપાય બીજો ન કોઇ.
આત્મદરશી બ્રમવેતાઓ, જુએ સાંભળે ખાય;
ગોવિંદ વિષય વિકારમાં, કદિ ન લેપાય.

મનવાણી ઇંદ્રિયો, સહન કરે તે સંત;
ગોવિંદ સંકલ્પ ત્યાગી શકે, એ સંત મહંત.
સન્યાસીને વાસના, વૃતિ વશ ન થાય;
ગોવિંદ મન અંકુશે, ન રહે સન્યાસ ન ગણાય.
વરતીયો વળે નહિ, મનના વિકાર હોય;
ગોવિંદ સંસાર વૃક્ષને, વળગી રહે એ સોય.
કરવું કાંઇ રહી જાય તો, એક રામ ભજન;
ગોવિંદ પ્રભુ ન ભજે, પસ્તાવો એક દીન.
કોઈ રીતે ઠેરાઇ નહિ, રાજા હોય કે રાંક;
ગોવિંદ જંજાળ જુઠની, હજી કરીલે કાંક.
એક દિન મુકી જવુ, ધન પુત્ર પરિવાર,
ગોવિંદ ચેતી ચાલજે, ન લાગે કાંઇ વાર.
જેને ભરૂસો રામનો, હાર કદિ ન થાય;
ગોવિંદ હરી ભક્તનાં, સુધારે કામ સહાય.

---

## જીવ ઈશ્વરના ભેદ વિષે.

### સાખીઓ.

જીવ ઈશ્વરનો ભેદ એ, અજ્ઞાનપણુ તે જીવ;
ગોવિંદ વાસના ઇચ્છા મટે, તેને જાણો શિવ.

સાગરથી છુટો થયો, નદિ રૂપ આ જીવ;
ગોવિંદ એમ સાગરને મળે, થાય જીવનો શિવ.

સરીતા રૂપ ત્યાં સુધી, સાગરમાં ન સમાય,
ગોવિંદ સાગરમાં મળે, એ રૂપ એ થાય.

નાના બાળકને, માયા આ વરણુ ન હોય;
ગોવિંદ બાળક ત્યાં સુધી, બ્રમ રૂપે સોય.

જયારે મોટો થતાં, અજ્ઞાન હું મારાનું થાય;
ગોવિંદ અવિદ્યા વધે, જીવ રૂપ કહેવાય.

જીવ ઇશ્વર જુદો નથી, ભ્રાંતીનો ભાસ થાય;
ગોવિંદ અગ્નીની કણીઓ, ઉડી જુદી દેખાય.

અંગારા ને કણીયો, ન જુદી ' કહેવાય;
ગોવિંદ જીવ ઇશ્વર જુદો, આવરણેથી થાય.

મોહદ્વેપ જેને નહિ, શિવ રૂપ દરેશાય;
ગોવિંદ તૃષ્ણામાં તાણ્યો રહે, :જીવ એ કહેવાય.

નાટકમાં બ્રામણ વળી. એ ચંડાળનો વેશ;
ગોવિંદ ખરી રીતે બ્રમ છે, ફક્ત ભ્રાંતીનો લેશ.

દિપકમાં કાજળ બને, તેમાં મેશ ન હોય;
ગોવિંદ ધુમાડો અગ્નીથી, તેમ દેહથી માયા જણાય.

જેમ છાયામાં દેહ નહિ, પણુ દેહથી છાંયા દેખાય;
ગોવિંદ બ્રમમાં માયા નહિ, પણુ દેહથી પતિત થાય.

મુળ એકજ બ્રમ છે, અજ્ઞાને જુદુ જણાય;
ગોવિંદ જગત બ્રમ રૂપ છે, ભ્રાંતીનો ભાસ થાય.

આત્મ અમર છે, દેહ ઘાટ નાશ થાય;
ગોવિંદ માટી માટીમાં મળે, આત્મ અખંડ સહાય.

જીવનો શીવ થયો, ગયા અનંત કાળ;
ગોવિંદ મેળવે શીવથી, મળે સંત દયાળ.

# સાખીઓ.

ફકશી ચિંતા ન કરે, સાધુ ને મસ્તાન;
ગોવિંદ સૌ આવી મળે, સદા રહે ગુલતાન.
કોઇ વાતે ચિંતા કરે, એ સાધુ ન હોય;
ગોવિંદ ભરૂસો રામનો, કારજ બગડે તોય.
જોગી થયો તો શું થયુ, જોગનકી ગમ નહિ;
ગોવિંદ મન લક્ષે રહે, ખરો જોગી એ સોહિ.
વાણી વર્તન નિર્મળાં, પ્રેમ આનંદી હોય;
ગોવિંદ જોતાં હરદાં ઠરે, એવા સંતો કોય.
સંત શોધ્યા ના મળે, ફરે અવર અપાર;
ગોવિંદ સાચા સંત એ, મળે એકજ વાર.
મળે એકજ વાર તેમાં, અગમ નીગમ થાય;
ગોવિંદ પ્રેમ નગરમાં, સુરતા રહેવાય.
ઘણાં વન હોય પણ, મલીયાગરતો કોઇ;
ગોવિંદ માન સરોવરે, હસ કોયજ હોય.
સંત ઘણા હોય પણ, શાંન્તી પમાડે કોઇ;
ગોવિંદ સંત હંસએ, વિરલા કોકજ હોય.
પરાના ઉંડાણથી, સત્યવાણી ઉઠે જેહ;
ગોવિંદ સત્ય સંકલ્પએ, આકાશ વાણી તેહ.
અપમાન અને નિંદા કરે, જરા ક્રોધ ન થાય;
ગોવિંદ ખેદ પામે નહિ, એ સંત માહત્માય.
સતસંગ સદા કરો, હૃદય શિતળ થાય;
ગોવિંદ ભાવટ ભાગે ભવની, આવા ગમન મીટ જાય.

સત સંગ હરી ભજનથી, દરશન થાય દેદાર;
ગોવિંદ ફાંફાં મટી જશે, પલમાં ઉતરો પાર.
મહા મંત્ર હરી નામનો, સાકારજ સિધ થાય;
ગોવિંદ પ્રેમે જો જપે, દુઃખ દુબ્યા જાય.
સાર તત્વને જાણનાર, દોડા દોડી મટી જાય;
ગોવિંદ સંશય મટે, ગ્નાની તે કહેવાય.
રહે સદા આનંદમાં, ન માન અપમાન;
ગોવિંદ મન વશ કરે, એ સંત મસ્તાન.
વિરામે નહિ વાસના, વેશ ઉપરનો હોય;
ગોવિંદ એ સંતથી, બીતી ફરે મુક્તી સોય.
આવાગમન ફેરા મટે, એ મળે જ્યાંથી ગ્નાન;
ગોવિંદ એવા સંતનું, સદા કરો સન્માન.
કોઇને આનંદ ધનમાં, કોઇને વિષયમાં હોય;
ગોવિંદ ખરો આનંદ હરી વિના, નહિ બીજે કોઇ.
ઉપરનો વેશ ત્યાગનો, અંતર પુજન આશ;
ગોવિંદ સ્તુતિ નિંદાથી, વિરલા રહે ઉદાશ.
મન રૂપી આરશી, મંજન નિર્મળ હોય;
ગોવિંદ દાવાનળ સંસારનો, જરા ન લાગે કોઇ.
પતિતને પાવન કરો, દિનબંધુના નાથ;
ગોવિંદ કૃપા સિંધુએ, ભક્તોનોએ સાથ.
સાટુ ન વાળે વેરનુ, સત્યા બળવાન હોય;
ગોવિંદ વેર વિરોધન, વિરલા મસ્તાન કોય.
જીવન મસ્તાન તેહ છે, સૌ ઘટ જુએ એક;
ગોવિંદ જીવન મુક્તને, સદા હોય એ ટેક.

માળા તિલક ભેખ છે, સાધુ વેશ કહેવાય;
ગોવિંદ પુરા પ્રેમ વિના, દુનિયાં ગોથા ખાય.

રાતે ભલે કોઇ ભજે, ભલે દિને ભજે કોઇ;
ગોવિંદ ચંદ્ર સુર્યની વચમાં ખરૂ ભજવુ હોય.

હું મારૂં જો મટે, મટે માન અપમાન;
ગોવિંદ હરખ શોક મટે, સંત તેને જાણ.

મટે મનની કલ્પના, દુબ્ધાઓ ન થાય;
ગોવિંદ લાભ ખાદમાં સમ રહે, સંત એ કહેવાય.

જ્યાં લગી પુરા પ્રેમથી, હરી ભજન ન થાય;
ગોવિંદ ત્યાં લગી, દાવા દુબ્ધા ન મટી જાય.

## સાખીઓ.

સરવમાં હરી જોવા, એ છે પ્રભુ પુજન;
ગોવિંદ પ્રાણી માત્રનું, ન દુભવવું મન.
જગત હરી રૂપ છે. એ નિશ્ચે તુ જાણ;
ગોવિંદ રમતા રામથી, કરીલે ઓળખાણ.
પરધન નિંદા ત્યાગએ, શાંન્તી સંતોષ એ તપ;
ગોવિંદ સત્ય ચાલવુ, હરી ભજનનો જપ.
ભક્તિ શી પ્રેમ વિના, ઉપર ચોટીયો દોર;
ગોવિંદ અંદર જુએ, સાવ અંધારૂ ઘોર.
આ માનવ અવતાર એ, મોક્ષનુ સાધન;
ગોવિંદ આળસ કરે, પસ્તાવો એક દન.
સંત સમાગમ જો કરે, ખુલે હ્રદય કપાટ;
ગોવિંદ સત સંગથી, મળે પ્રેમ નગરની વાટ.

વસ્તરનો મેલ કાઢવા, સાબુ તણી જરૂર;
ગોવિંદ મન મેલ મટે, ભજન કરવુ ઉર.
આત્મા મરે નહિ, દેહ આવે ને જાય;
ગોવિંદ ચેતન અમર છે, કાળ દેહને ખાય.
બ્રમ વિષય ચર્ચા કરે, બ્રમની જાણ થાય;
ગોવિંદ બ્રમ જાણવો, બાકી નામ કહેવાય.
અજ્ઞાન અવિદ્યા ભ્રાંન્તીએ, જીવ દશાએ જાણ;
ગોવિંદ સંશય મટે, શિવદશા પરમાણ.
રામ ભજન વિના, દુઃખીઓ આ સંસાર;
ગોવિંદ વિલંબ કિજીએ, ન કોઈ આધાર.
રાજા રાણા ધન પતિ, ખરો સુખી ન કોઇ;
ગોવિંદ સુખી સંસારમાં, ભક્તી કરનાર હોય.
સેવો સતગુરૂ દેવને, જ્ઞાન દશાએ થાય;
ગોવિંદ સતસંગથી, ભવના સંતાપ જાય.

## સાખી.

શોક ચિંતાને ભય તજી, એથી રહેવુ રહિત;
ગોવિંદ મોહદ વેશ તજી, સૌનુ ચાહવુ હિત.
શોક ચિંતાને ભય એ, બીજાને નવ થાય;
ગોવિંદ એવુ ચાલવું, સંત એ કહેવાય.
મોહદ્વેષ ભય ચિંતાએ, સાધુમાં ન હોય;
ગોવિંદ એ દોષો તજે, કમિ વાત ન કોઇ.
જ્યાં લગી શુદ્ધ વૈરાગ થઈ, મન મેલ ન જાય;
ગોવિંદ મન નિર્મળ વિના, યોગ સિદ્ધ ન થાય.

સ્વર્ગ બ્રમલોક ભોગની, ન કરે કાંઇ આશ;
ગોવિંદ કાંઈ ઇચ્છે નહિ, સાચો એ સન્યાસ.
અંતર બળતો અગ્ની, જો ઓલવવો હોય;
ગોવિંદ સતસંગ કરો, બીજો ઉપાય ન કોય.
કાગદ રાખ ખાઇ નહિ, ગર્ધવ સાકર ન ખાય;
ગોવિંદ અધિકાર વિના, ઉપદેશ એળે જાય.
તૃષ્ણા વાસના મટે, ભવ ફેરા મટી જાય;
ગોવિંદ આશા ઇચ્છા મટે, ફરી જન્મ ન થાય.
ઇચ્છા આરક્તી નહિ, વિરક્ત વિષયથી થાય;
ગોવિંદ સંકલ્પો મટે, ફેરા ફરાવા ન થાય.
ગંગાજીને પુછીયું, તિરથવાસી એ એમ;
પાતક ભેગાં થાય છે, તેનુ થાય છે કેમ.
મારામાં નાહનારનાં, જે પાપો ભેગાં થાય;
બ્રમવેત્તા સંત ચરણુથી, એ પાપો ધોવાય.
તિરથ હેતુ તેહ છે, સતસંગ લાભ થાય;
ગોવિંદ તત્વ વેતાના દર્શને, પાતકો સૌ જાય.
કાલ કરવુ મુકી દે, હાલ ઘડી કાંઇ કર;
ગોવિંદ આજ કાલમાં, ચેતવે વો સબ.

## ભજન.

મળતો જાને મુને મળતા જાને, મારી દેહીના દલાલી હંસા;
મળતા જાને—એ રાગ.

નાવે આરોરે નાવે આરો, હરીના ભજન વિના નાવે આરોરે;
છેલ્લી ઘડીની અંત વેળાએ, કુટુંબ કબીલો ન થાય તારોરે.

અચ્છેર અન્નના ગરાગ તેમાં, શુરે ભરો માથે ભારોરે;
આવી પડશે માથે સૌરે, ન કરે કોઇ શિઆરોરે.
હજી સમજો વખત છેરે, પછી ન પામો પારોરે;
અહિંનુ સર્વે અહિં રેશેરે, છેવટ જુગ લાગે ખારોરે.
મનસુખા સૌ રહી જાયરે, હજી મન કાંઈ વિચારોરે;
કહે ગોવિંદ વિકટ વેળાએ, હરી વિના ન કોઇ તારોરે.

## ભજન-રાગ ઉપરનો.

ન કોઇ તારૂંરે, ન કોઈ તારૂ, અંત વેળાએ ન કોઇ તારૂરે;
એક દિન ખાલી હાથે જવુંરે, શું કરે મારૂ મારૂરે.
ચેતન મન તું ચેતી ચાલજે, છેવટ નહિ કાંઈ બારૂરે;
દોડા દોડી બહુ કરીરે, શીરે જીવાય સારૂરે.
પંખી મેળો વેરાઈ જશેરે, પછી લાગે અકારૂરે;
મનની મનમાં રહી જશેરે, એક દિન થાય અંધારૂરે.
આરે સંસાર સુખનું બેલી, અંતે ન કોઈ તારૂરે,
કહે ગોવિંદ ચેતજોરે, અંતે લાગે જમ લારૂરે;
ન કોઇ તારૂરે, ન કોઇ તારૂ, અંત વેળાએ ન કોઇ તારૂરે.

## ભજન.

હવે રામ ભજો એક દિન માટી થવું;
ઝાઝું રહેવું નથી, એક દિન ઉઠી જવું, હવે રામ ભજો.

## સાખી.

આજકાલ કરતાં થકી, વખત વિતી જાય;
ગોવિંદ અંત કાળે, કોઈ તારૂ ન થાય.
અંતે એકલા જવું, હવે રામ ભજો એક દિન માટી થવું.

સાખી.

ઘડી ભરૂંસે ન રહે ઓચિંતુ સૌ જાય,
ગોવિંદ કહિ કોઇના કોડ પુરા ન થાય;
ન કાંઇ સાથે લઇ તો જવુ, હવે રામ ભજો એક દિન માટી થવુ.

સાખી.

ઘડી પળમાં જવું પડે, ન લાગે કાંઇવાર,
ગોવિંદ ઓરતો રહી જશે, ખાલી થાય ખુવાર;
અંતે ખાલી હાથે જવું, હવે રામ ભજો એક દિન માટી થવુ.

સાખી.

સાચો સગો જીવનો, નહિ હરી વિના કોઇ,
ગોવિંદ સગાં સંસારનાં, મેળો છે દિન દોઇ,
ઝાઝા ભારો લઇ તો જવુ, હવે રામ ભજો એક દિન માટી થવુ.

સાખી.

સ્વાર્થનું સૌ સગુ, નથી કોઇનું કોઇ,
ગોવિંદ સગાં સંસારનાં રહે દશ દન સોઇ;
હવે ખરાબ ન તો થવુ, હવે રામ ભજો એક દિન માટી થવુ.

ભજન–રાગ ઉપરનો.

થોડા દિન મેમાન, અંતે એકલા જાવુ;
કોઈ તારૂ નહિ ખાલી ખરાબ થાવુ. થોડા દિન મેમાન.

સાખી.

એક દિન ધુળધાણી, કર હરી ભજન,
ગોવિંદ પંખી મેળો, વેરાઇ જશે એક દન;
મળે નહિ ટાણુ આવુ. થોડા દિન મેમાન, અંતે એકલા જાવુ.

### સાખી.

ભવોભવ ખરાબ થયો, હજી મનથી જાગ,
ગોવિંદ અવસર જાય છે, ખરો મલ્યો છે લાગ;
છેવટ સર્વે મુકી જાવું. થોડા દિન મેમાન, અંતે એકલા જાવું.

### સાખી.

શ્વાસ ત્યાં સુધી સગુ, પછી સગુ નહિ કોઇ,
ગોવિંદ દેહ છુટે, એકલા જવું પડે રોઇ;
જ્ઞાન ગંગાએ હવે તો નહાવું. થોડા દિન મેમાન, અંતે એકલા જાવું.

### સાખી.

આજકાલ શું વાયદો, પ્રભુ ભજી લે હાલ,
ગોવિંદ પસ્તાવો થશે, જવું આજ કે કાલ;
પળમાં હતા નતા થાવું. થોડા દિન મેમાન, અંતે એકલા જાવું.

### સાખી.

આયુષ્ય ચાલ્યુ જાય છે, જાય વરસ ને માસ,
ગોવિંદ કાલનું હાલ કરો, પળનો ન વિશ્વાસ;
હવે હેતે ભજન ગાવું. થોડા દિન મેમાન, અંતે એકલા જાવું.
કોઇ તારૂ નહિ, ખાલી ખરાબ થાવું, અંતે એકલા જાવું.

### ભજન–રાગ ઉપરનો.

માતા ભારે મરી, કરો વિચાર જરી;
અવસર નાવે ફરી, હવે ભજો ને હરી.

### સાખી.

ઝાઝી લક્ષ્મી મળે શું થયુ, જો રામરંગ ન લાગે,
ગોવિંદ લક્ષ્મીથી કાંઇ, જમનો ભય ન ભાગે;
આગળ ભારે ઘાંટી ખરી. માતા ભારે મરી, કરો વિચાર કરી.

### સાખી.

રણુ રણુ સૌ કરે, સૌ પૈસાથી ઘાતા,
ગોવિંદ ભજન ન કર્યું, તો નથી કાંઈક માતા;
ઇચ્છા વિના જવુ તો મરી. માતા ભારે મરી, કરો વિચાર જરી.

### સાખી.

ધન કુટુંબ સગુ નહિ, સગુ નહિ પુત્ર કે નારી,
ગોવિંદ છેલ્લી ઘડીના રામ સગા, તેને જાવ બલહારી;
હરી ભજ્યા નહિ દેહ તો ધરી, માતા ભારે મરી, કરો વિચાર જરી.

### સાખી.

હવે હરી ભજન કરતાં, ઝાઝી ન કરો વાર,
ગોવિંદ કોઈ તારૂ નહિ, જુઠો કુટુંબ પરિવાર;
આ ભવફેરો જાવને તરી, માતા ભારે મરી, કરો વિચાર જરી.

### સાખી.

આ કર્યું આ કરવું છે, એ વિચાર ન કાંઇ,
ગોવિંદ સર્વે વિચારો, રહી જાય મનમાંય;
હજી બાજી હાથમાં ખરી. માતા ભારે મરી, કરો વિચાર જરી.

### સાખી.

કાળ બાજ શિરપર ભમે જોઇ રહ્યો છે વાટ,
ગોવિંદ એક દિન તાહરૂ, ખાલી પડી જાય હાટ;
હવે હેતે ભજો હરી, માતા ભારે મરી, કરો વિચાર જરી.
અવસર નાવે ફરી, હવે ભજો ને હરી.

### ગરબી.

સખી ચૌદ લોકનું મુળ એ, અજ પારણું કારરે;
મહાલક્ષની વાત એ, તેનો નહિ ઉચ્ચારરે. સખી.

સખી પરાપાર પીયુરમે, બોલે બાવન બહારરે;
દ્વાદશ આંગળ ઉપરે, વાણી પાર વિચારરે. સખી.

સખી પગ વિનાનો પંથ એ, સતગુરૂ કેરી શાનરે;
પુરા ગુરૂથી પામીએ, રણુકાર નિશાનરે. સખી.

સખી નામ રૂપથી ન્યારો છે, ગોવિંદના એ સ્વામીરે;
તે કહેવા સરીખા નહિ, અલખ અનામીરે. સખી.

## ગરબી.

સખી સાંભળ હવે પ્રેમથી, આત્મ લક્ષની વાણીરે;
સકળ દેહો હરી તણા, એ નિશ્ચે લો જાણીરે. સખી.

સખી સરવે ઘટ પીયુરમે, એવું મનથી જાણોરે;
આ શત્રુ મિત્ર તો કોઇ નહિ, ભ્રાંતી કાંઇ ન આણોરે. સખી.

સખી ઉંચ નીચતો કોઇ નહિ, સવે હરી પ્રમાણોરે;
સુખઃદુખ કેરી ભ્રાંતીયો, ઘટ કદિ ન આણોરે. સખી.

સખી જુઠવાણી જીભથી, ન કદિ બોલાયરે;
દુચ્છા કરોધ મારીને, નિર્ભય રહો સદાયરે. સખી.

સખી સર્વે સ્વાદો છોડીને, સંકલ્પ રહિત થાવરે;
કહે ગોવિંદ ઇચ્છાઓ છોડીને, પરમપદમાં ધાવરે. સખી.

## ગરબી.

સખી કુડાં પ્રપંચ જાળનાં, તરીલાં ન તાણુરે;
ઘણું તરીલાં તાણીને, ફર્યો ચારે ખાણુરે. સખી.

સખી ખાઇ સૌ કુટુંબનાં, દુઃખ ભોગવે દેહરે;
શીરે જીવાય ઉપર કરે, કરો હરીથી નેહરે. સખી.

સખી આવ્યો કોઇ જાણે નહિ, સંભારે ન કોઇરે;
કુટુંબને પરીવારનો, મેળો છે દિન દોઇરે. સખી.

સખી કુત્તો મરે ગામનો, તેને ન જાણે કોઇરે;
છેવટ હરી ભજ્યા વિના, એવી હાલત હોયરે. સખી.

સખી બે દિન ગામ જવું પડે, ઘર ન છોડાયરે;
કહે ગોવિંદ છેવટ સૌ છોડશો, ભારે સંકટ થાયરે. સખી.

## ગરબી.

સખી સાચો સગો જીવનો, હરી વિના ન કોઇરે;
સગાં સૌ સંસારનાં, અંતે રેશે રોઇરે. સખી.

સખી એક દિન ઉઠી જાવું છે, સાથે નાવે કોઇરે;
છેવટ સગાં જીવને, રહે દશ દન રોઇરે. સખી.

સખી સ્વાર્થનું સર્વ છે, ઉપર ચોટીયું હેતરે;
છેવટ કોઇનું કોઇ નહિ, છેવટ થવું ફજેતરે. સખી.

સખી ઝાઝા દિન રહેવું નથી, કરો કાંઇ વિચારરે;
થોડા દિનનું જીવવું, સફળ કરો અવતારરે. સખી.

સખી આરે કાયા કારમી, તેનો શો વિશ્વાસરે;
કહે ગોવિંદ હરી ભજી લે, થાય જંગલ વાસરે. સખી.

# સમાપ્ત.

## "પરમ પુજય ભક્ત રામજી મહારાજનાં વચનામ્રત."

૧. જગતના તમામ વેપાર ધંધા કરી ચુકયો પરંતુ તેમાંના એકે ધંધા વેપારથી મારા હ્રદયમાં શાંન્તી સંતોષ થયો નથી પરંતુ રામ નામનો વેપાર કરવાથી પુર્ણ શાંન્તી સંતોષને પામ્યો છું માટે હરીજનો તેમ કરવાની જરૂર છે.

૨. દેહ ભલે જગતમાં રહે પંણ મન તો અખંડ હરીમાં રહેવું જોઇએ.

૩. હરિ શિવાય બીજી કોઇ વસ્તુમાં મન ન રાખવું તેજ ખરૂં ભજન સ્મરણ છે.

૪. સત્ય, શાન્તી અને પ્રેમ આ દેવીગુણો ગૃહણ કરવા.

૫. લાભ નુકશાનમાં મનને હરખ ન થવો જોઇએ.

૬. પ્રભુની કૃપાપાત્ર સંત સાધુઓનો સંગ કરવો.

૭. મુસાફરી પુરી થયા પહેલાં જગતમાંથી મન ઉઠાવી લઇ હરીમાં પરોવો. ૐ હરી. શાંન્તી! શાંન્તી!! શાંન્તી!!!

લી०

સંત ગોવિંદરામ, પાટણવાળા.